દુનિયાના કામદારો, એક થાઓ!

Tushar Parmar

## વ્લા.ઇ.લેનિન

# એપ્રિલની થિસિસો



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

અનુવાદ — અતુલ સવાણી

**પ્રકાશકો તરફથી**

આ પુસ્તિકામાં સમાવિષ્ટ લેખોનો અનુવાદ સોવિયેત કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિના માર્ક્સવાદ-લેનિનવાદ વિદ્યાલયે તૈયાર કરેલ લેનિનની સંગૃહીત કૃતિઓની પાંચમી રશિયન આવૃત્તિના પ્રકાશિત વાચના અનુસાર કરવામાં આવ્યો છે.

LENIN V. I. *The April Theses*



સોવિયેત સંઘમાં મુદ્રિત

$Л\frac{10102—274}{016(01)—81}$582—82 0101020000

## અનુક્રમણિકા



1*

## વર્તમાન ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યો[1]

હું એપ્રિલની ત્રીજી તારીખની રાત સુધી પેત્રોગ્રાદ નહોતો પહોંચ્યો એટલે એપ્રિલની ચોથી તારીખની મિટિંગમાં ક્રાંતિકારી સર્વહારા વર્ગનાં કર્તવ્યો સંબંધી રિપોર્ટ બેશક માત્ર મારા વતી જ, અને અપૂરતી તૈયારીમાંથી ઊભી થતી મર્યાદાઓ સાથે જ, રજૂ કરી શક્યો.

ખુદ મારે માટે—અને **પ્રમાણિક** વિરોધીઓ માટે—બાબત સરળ બનાવવા હું કેવળ એટલું જ કરી શક્યો કે મેં થિસિસો **લેખિત રૂપમાં** તૈયાર કરી. મેં એ થિસિસો વાંચી સંભળાવી અને વાચના કોમરેડ ત્સેરેતેલીને આપી. મેં થિસિસો બહુ ધીરે ધીરે **બે વાર** વાંચી સંભળાવી: પહેલાં બોલ્શેવિકોની મિટિંગમાં અને પછી બોલ્શેવિકો તેમ જ મેન્શેવિકોની[2] ભેગી મિટિંગમાં.

હું મારી એ વ્યક્તિગત થિસિસો ખુલાસાની એકદમ ટૂંકી નોંધો સાથે પ્રગટ કરું છું. રિપોર્ટમાં ખુલાસા ઘણા વધારે વિગતવાર રૂપમાં રજૂ થયા હતા.

### થિસિસો

૧) લ્વોવ અને કંપનીની સરકારના મૂડીવાદી સ્વરૂપને કારણે તેના શાસન તળે રશિયા તરફથી યુદ્ધ નિર્વિવાદ રૂપે ધાડપાડુ સામ્રાજ્યવાદી યુદ્ધ જ રહે છે, અને યુદ્ધ તરફના આપણા વલણમાં "ક્રાંતિકારી સંરક્ષણવાદ"ની દિશામાં જરાક સરખીયે છૂટ મૂકવાનું ક્ષમ્ય નથી.

વર્ગજાગૃત સર્વહારા વર્ગ ક્રાંતિકારી સંરક્ષણવાદને ખરેખર વાજબી ઠરાવતા ક્રાંતિકારી યુદ્ધની મંજૂરી આપી શકે, પરંતુ માત્ર આટલી શરતે કે (ક) સત્તા સર્વહારા વર્ગ અને તેની સાથે એકસંપી ધરાવતા સૌથી ગરીબ કિસાન સમુદાયોના હાથમાં આવી જાય; (ખ) બધી પ્રાદેશિક

ઈજાફતોને શબ્દોમાં નહિ પરંતુ અમલમાં તજી દેવામાં આવે; (ગ) તમામ મૂડીવાદી હિતો સાથેનો સંબધ વાસ્તવિક હકીકતમાં તોડી નાખવામાં આવે.

ક્રાંતિકારી સંરક્ષણવાદમાં વ્યાપક રૂપે માનતા લોકોના જે બહોળા વિભાગો યુદ્ધને પ્રદેશો સર કરવાના સાધન તરીકે નહિ પરંતુ માત્ર જરૂરત તરીકે જ સ્વીકારે છે તેમની નિ:શંક પ્રમાણિકતાને લક્ષમાં લેતાં, અને મૂડીદાર વર્ગ તેમની જોડે કપટ કરી રહ્યો છે એ હકીકતને લક્ષમાં લેતાં, તેમને તેમની ભૂલ ખાસ કરીને સર્વાંગી રૂપે, ખંતથી, અને ધીરજથી સમજાવવાનું જરૂરી છે, મૂડી અને સામ્રાજ્યવાદી યુદ્ધ વચ્ચે અસ્તિત્વ ધરાવતો અવિભાજ્ય સંબંધ સમજાવવાનું જરૂરી છે, અને સાબિત કરી આપવાનું જરૂરી છે કે મૂડીને ઉથલાવી પાડયા વગર તો ખરેખરી લોકશાહીવાદી સુલેહના આધારે, જોરજુલમથી લાદવામાં ન આવી હોય એવી સુલેહના આધારે, યુદ્ધનો અંત આણવાનું **અશક્ય** છે.

મોરચે લશ્કરમાં આ વિચારની તરફેણમાં અત્યંત વ્યાપક ઝુંબેશ ચલાવવી જોઈએ.

બંધુભાવ.

૨) રશિયાની વર્તમાન પરિસ્થિતિનું વિશિષ્ટ લક્ષણ એ છે કે દેશ ક્રાંતિના પહેલા તબક્કામાંથી બીજા તબક્કામાં ***જઈ રહ્યો છે***, ક્રાંતિએ પહેલા તબક્કામાં સર્વહારા વર્ગની અપૂરતી વર્ગજાગૃતિ અને સંગઠનને લીધે સત્તા મૂડીદાર વર્ગના હાથમાં આપી હતી અને હવે **બીજા** તબક્કામાં તેણે સત્તા સર્વહારા વર્ગ તેમ જ સૌથી ગરીબ કિસાન સમુદાયોના હાથમાં આપી દેવી જોઈએ.

આ સંક્રમણનાં લક્ષણોમાં એક તરફ વધારેમાં વધારે સંખ્યામાં કાયદેસર અધિકારો છે (દુનિયામાં યુદ્ધમાં સંડોવાયેલા દેશોમાં રશિયા **હવે** વધારેમાં વધારે મુક્ત દેશ છે), બીજી તરફ લોકસમુદાયોની ઉપર જુલમની ગેરહાજરી છે, અને છેલ્લે લોકસમુદાયોને મૂડીદારોની, શાંતિ અને સમાજવાદના ભયંકરમાં ભયંકર દુશ્મનોની, સરકારમાં તર્કરહિત વિશ્વાસ છે.

એવી વિશિષ્ટ પરિસ્થિતિ આપણી પાસેથી તકાદો કરે છે કે સર્વહારાઓના જે અભૂતપૂર્વ વિશાળ સમુદાયોએ હમણાં જ રાજકીય જીવનની જાગૃતિ હાંસલ કરી છે તેમની અંદર પાર્ટીકાર્યના **ખાસ** સંજોગોને અનુકૂળ બનવાની આવડત આપણે દાખવીએ.

૩) કામચલાઉ સરકારને કોઈ જાતનો ટેકો નહિ, તેનાં બધાં વચનોનું,

ખાસ કરીને પ્રાદેશિક ઈજાફતો તજી દેવા સંબંધી વચનોનું, નર્યું જૂઠાપણું સાફ સમજાવવું જોઈએ. **આ** સરકારે, મૂડીદારોની સરકારે, સામ્રાજ્યવાદી સરકાર **મટી જવું** જોઈએ એવી વર્જિત, ભ્રામક, "માંગ"ને બદલે ભંડાફોડ.

૪) આપણે હકીકત સ્વીકારી લેવી જોઈએ કે કામદારોના પ્રતિનિધિઓની મોટા ભાગની સોવિયેતોમાં પ્રજાકીય સમાજવાદીઓ અને સમાજવાદી ક્રાંતિકારીઓથી લઈને છેક સંગઠન સમિતિ સુધીનાં[3] (છેઇદ્ઝે, ત્સેરેતેલી, વગેરે) **તમામ** નિમ્ન-મૂડીવાદી તકવાદી તત્ત્વોના, સ્તેકલોવ ઈત્યાદિના, મૂડીદાર વર્ગની અસરને વશ બને ગયેલાં અને એ અસર સર્વહારા વર્ગમાં ફેલાવનારાં તત્ત્વોના, **જૂથની** સામે આપણી પાર્ટી લઘુમતીમાં છે.

લોકસમુદાયોની સમજણમાં ઉતારવું જોઈએ કે કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતો જ ક્રાંતિકારી સરકારનું **એકમાત્ર શક્ય** રૂપ છે, અને એટલે જ્યાં સુધી **આ** સરકાર મૂડીદાર વર્ગની અસરને વશ રહે ત્યાં સુધી આપણું કર્તવ્ય તેમની કાર્યનીતિની ગલતીઓની ધીરજભરી, રીતસર, અને ખાંતીલી સમજાવટ, લોકસમુદાયોની અમલી જરૂરતોને ખાસ અનુરૂપ હોય એવી **સમજાવટ**, રજૂ કરવાનું છે.

આપણે જ્યાં સુધી લઘુમતીમાં રહીએ ત્યાં સુધી ગલતીઓની ટીકા કરવાનું અને તેમને ઉઘાડી પાડવાનું કામ ચાલુ રાખીએ અને સાથે સાથે સમગ્ર રાજ્ય સત્તા કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતોને સુપરત કરી દેવાની આવશ્યકતાની હિમાયત કરીએ, જેથી લોકો પોતાની ભૂલોને અનુભવના આધારે સુધારી લે.

૫) સંસદીય પ્રજાસત્તાક નહિ—કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતોમાંથી પાછું સંસદીય પ્રજાસત્તાક અપનાવવું એ તો પીછેકદમ ગણાય—પરંતુ આખા દેશમાં, ટોચથી તળિયા સુધી, કામદારો તેમ જ ખેતમજૂરો અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોનું પ્રજાસત્તાક.

પોલીસ, સેના, અને નોકરશાહીની નાબૂદી.*

તમામ અમલદારોની ચૂંટણી કરવામાં આવે, તેમને ગમે ત્યારે બરતરફ કરી શકાય, અને તેમના પગાર કાબેલ કામદારના સરેરાશ વેતનથી વધારે ન હોય.

---

*એટલે કે સ્થાયી સેનાને બદલે સમગ્ર જનતાને હથિયારો આપવાં.

૬) ખેતી સંબંધી કાર્યક્રમમાં ખેતમજૂરોના પ્રતિનિધિઓની સોવિયેતો ઉપર ભાર મૂકવો.

તમામ જમીનજાગીરો જપ્ત કરી લેવી.

દેશની **બધી** જમીનનું રાષ્ટ્રીયકરણ, જમીનની ફાળવણી ખેતમજૂરો અને કિસાનોના પ્રતિનિધિઓની સ્થાનિક સોવિયેતો કરે. ગરીબ કિસાનોના પ્રતિનિધિઓની અલગ સોવિયેતોનું સંગઠન કરવામાં આવે. મોટી જાગીરોમાંથી દરેકમાં ખેતમજૂરોના પ્રતિનિધિઓના નિયંત્રણ હેઠળ અને જનતાને જવાબદાર આદર્શ ખેતર (કદવિસ્તારમાં ૧૦૦થી ૩૦૦ દેસ્યાતીન સુધીનું, સ્થાનિક સંજોગોને અનુરૂપ અને સ્થાનિક સંઘટનોના નિર્ણય મુજબ) સ્થાપવામાં આવે.

૭) દેશની બધી બૅંકોનું એક જ રાષ્ટ્રીય બૅંકમાં તાત્કાલિક જોડાણ, અને તેની ઉપર કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતનું નિયંત્રણ.

૮) આપણું **તાત્કાલિક** કર્તવ્ય સમાજવાદ "દાખલ કરવાનું" નથી પરંતુ સામાજિક ઉત્પાદનને તથા પેદાશોની વહેંચણીને તત્કાળ કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતોના **નિયંત્રણ** હેઠળ આણવાનું છે.

૯) પાર્ટીનાં કર્તવ્યો:

ક) તત્કાળ પાર્ટી કૉંગ્રેસ ભરવી;

ખ) પાર્ટીના કાર્યક્રમમાં ફેરફાર કરવા, મુખ્યત્વે:

૧) સામ્રાજ્યવાદ અને સામ્રાજ્યવાદી યુદ્ધના સવાલ વિશે;

૨) રાજ્યના સંબંધમાં આપણા વલણ વિશે અને "કોમ્યુન રાજ્ય"ની* **આપણી** માંગ વિશે;

૩) આપણા કાલગ્રસ્ત ન્યૂનતમ કાર્યક્રમમાં સુધારો.

ગ) પાર્ટીના નામમાં પરિવર્તન.**

૧૦) નવી ઇન્ટરનેશનલ.

---

*એટલે કે પૅરિસ કોમ્યુનના નમૂનાનું રાજ્ય.

**આપણે આપણું નામ "સામાજિક-લોકશાહીવાદ"ને બદલે **કોમ્યુનિસ્ટ પાર્ટી** રાખવું જોઈએ કારણ કે **આખી** દુનિયામાં સામાજિક-લોકશાહીવાદના સત્તાવાર આગેવાનો સમાજવાદને દગો દઈને મૂડીદાર વર્ગના પક્ષે ભાગી ગયા છે ("સંરક્ષણવાદીઓ" અને દુવિધામાં અટવાતા "કાઉત્સ્કીપંથીઓ").

આપણે ક્રાંતિકારી ઈન્ટરનેશનલની, **સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ** વિરુદ્ધ અને "મધ્યમપંથ"* વિરુદ્ધ ઈન્ટરનેશનલની, સ્થાપનામાં પહેલકદમી કરવી જોઈએ.

મેં પ્રમાણિક વિરોધીઓની "બાબત" ઉપર વિરલ અપવાદ તરીકે ખાસ ભાર કેમ મૂકેલો તે વાચક સમજી શકે એટલા માટે હું તેને ઉપરોક્ત થિસિસો મિસ્ટર હોલ્દેનબેર્ગના વાંધા જોડે સરખાવી જોવાની સલાહ આપું છું: તેણે કહેલું કે લેનિને "ક્રાંતિકારી લોકશાહીની વચ્ચોવચ આંતરવિગ્રહનો ઝંડો ખોડી દીધો છે (મિસ્ટર પ્લેખાનોવના 'યેદીન્સ્ત્વો'ના[4] પાંચમા અંકમાં ટાંકેલા અવતરણ મુજબ).

ખરું નંગ છે કે નહિ?

હું લખું છું, જાહેર કરું છું, અને વિગતવાર સમજાવું છું: "ક્રાંતિકારી સંરક્ષણવાદમાં **વ્યાપક રૂપે** માનતા જે **બહોળા** વિભાગો... તેમની નિઃશંક પ્રમાણિકતાને લક્ષમાં લેતાં... મૂડીદાર વર્ગ તેમની જોડે કપટ કરી રહ્યો છે એ હકીકતને લક્ષમાં લેતાં, તેમને તેમની ભૂલ **ખાસ કરીને** સર્વાંગી રૂપે, ખંતથી, અને **ધીરજથી** સમજાવવાનું જરૂરી છે..."

તેમ છતાં, પોતાને સામાજિક-લોકશાહીવાદીઓ કહેવડાવતા, **બહોળા** વિભાગોની અંદર કે સંરક્ષણવાદમાં **વ્યાપક રૂપે** માનતા લોકોની અંદર સામેલ **નથી** એવા, મૂડીવાદી સજ્જનો સાવ શાંત ભાવે મારા વિચારોને આવી રીતે રજૂ કરી દે છે: "ક્રાંતિકારી લોકશાહીની વચ્ચોવચ (!!) આંતરવિગ્રહનો ઝંડો (!)"** (જેનો એક શબ્દ પણ થિસિસોમાં નથી અને એક શબ્દ પણ મારા પ્રવચનમાં નથી!) "ખોડી દીધો છે (!)..."

---

*આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં "મધ્યમપંથ" એવું વહેણ છે કે જે અંધરાષ્ટ્રવાદીઓ (એટલે "સંરક્ષણવાદીઓ") અને આંતરરાષ્ટ્રવાદીઓ, — જર્મનીમાં કાઉત્સ્કી અને કંપની, ફ્રાંસમાં લોંગે અને કંપની, રશિયામાં છેઈદ્ઝે અને કંપની, ઇટાલીમાં તુરાતી અને કંપની, બ્રિટનમાં મૅકડોનલ્ડ અને કંપની, વગેરે — વચ્ચે દુવિધામાં અટવાતું રહે છે.

**વચમાં કૌંસમાં મૂકેલા શબ્દો (લેનિને ટાંકેલા ફકરાઓમાં), ખાસ જુદો નિર્દેશ ન કરવામાં આવ્યો હોય તો, લેનિને જ મૂકેલા છે. — સં.

તેનો અર્થ શો છે? એવી વાત રમખાણ ઉશ્કેરતી ચળવળથી, 'રૂસ્સ્કાયા વોલ્યા'થી[5], કઈ રીતે જુદી પડે છે?

હું લખું છું, જાહેર કરું છું, અને વિગતવાર સમજાવું છું: "કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતો જ ક્રાંતિકારી સરકારનું **એકમાત્ર શક્ય** રૂપ છે, અને એટલે... આપણું કર્તવ્ય તેમની કાર્યનીતિની ગલતીઓની ધીરજભરી, રીતસર, અને ખંતીલી **સમજાવટ**, લોકસમુદાયોની અમલી જરૂરતોને ખાસ અનુરૂપ હોય એવી સમજાવટ, રજૂ કરવાનું છે."

તેમ છતાં, અમુક છાપના વિરોધીઓ મારા વિચારોને "ક્રાંતિકારી લોકશાહીની વચ્ચોવચ આંતરવિગ્રહ"ની હાકલ તરીકે રજૂ કરી દે છે!

મેં કામચલાઉ સરકારની ટીકા કરી કારણ કે તેણે બંધારણસભા ભરવા માટે નજીકની તારીખ, અથવા કોઈ તારીખ, નક્કી **ન** કરી અને તે માત્ર વચનો પૂરતી જ સીમિત રહી. મેં દલીલ કરી કે કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો **વગર** તો બંધારણસભા ભરાવાની કોઈ ગૅરંટી નથી અને તેની સફળતા અશક્ય છે.

અને એવો વિચાર મારા નામે ચડાવી દેવામાં આવે છે કે હું બંધારણસભા જલદી ભરવાનો વિરોધી છું!!!

જો હું સંઘર્ષના દાયકાઓમાંથી એટલું ન શીખ્યો હોત કે વિરોધીઓમાં પ્રમાણિકતા વિરલ અપવાદ જ હોય છે તો આને મેં "લવારો" ગણાવ્યો હોત.

મિસ્ટર પ્લેખાનોવે પોતાના અખબારમાં મારા પ્રવચનને "લવારા" તરીકે ગણાવ્યું છે. બહુ સારું, મિસ્ટર પ્લેખાનોવ! પણ જુઓ તો ખરા, તમારા વાદવિવાદમાં તમે કેટલા કઢંગા, અનાડી, અને મંદબુદ્ધિ છો! મેં બે કલાક સુધી લવારાનું પ્રવચન કર્યું હોય તો સેંકડો શ્રોતાઓએ એવા "લવારાને" સાંખી કેમ લીધો? વધુમાં, તમારા અખબારમાં મારા "લવારાનો" અહેવાલ આખી કટાર ભરીને કેમ આપવામાં આવ્યો છે? અસંગત વાત, ખૂબ જ અસંગત વાત!

પૅરિસ કોમ્યુનના[6] અનુભવ વિશે અને સર્વહારા વર્ગને જરૂરી **પ્રકારના** રાજ્ય વિશે માર્ક્સ અને એંગેલ્સે ૧૮૭૧માં, ૧૮૭૨માં, અને ૧૮૭૫માં શું કહેલું તે જણાવવાના, સમજાવવાના, અને યાદ કરવાના પ્રયાસ કરતાં બરાડા પાડવાનું, ભાંડવાનું, અને રાગડા તાણવાનું બેશક ઘણું વધારે સહેલું છે.

સાફ દેખાય છે કે માજી માર્ક્સવાદી મિસ્ટર પ્લેખાનોવને માર્ક્સવાદ યાદ કરવાની જરાય ફિકર નથી.

મેં રોઝા લુક્ઝેમ્બુર્ગના શબ્દો ટાંકયા. તેણે ૧૯૧૪ના ઑગસ્ટની ચોથી તારીખે[7] **જર્મન** સામાજિક-લોકશાહીવાદને "ગંધાતું મડદું" ગણાવ્યો હતો. અને પ્લેખાનોવો, ગોલ્દેનબેર્ગો, તથા કંપનીને "માઠું" લાગી ગયું. કોના વતી? **જર્મન** અંધરાષ્ટ્રવાદીઓ વતી, કારણ કે તેમને અંધરાષ્ટ્રવાદીઓ ગણાવવામાં આવ્યા હતા!

આ બિચારા રૂસી સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ, શબ્દોમાં સમાજવાદીઓ અને કૃત્યોમાં અંધરાષ્ટ્રવાદીઓ, ભારે ગોટાળામાં અટવાઈ ગયા છે.

૧૯૧૭ના એપ્રિલની
ચોથી અને પાંચમી
(સત્તરમી અને અઢારમી)
તારીખે લિખિત

૧૯૧૭ના એપ્રિલની
સાતમી તારીખે 'પ્રાવદા'ના
૨૬મા અંકમાં પ્રકાશિત

સંગૃહીત કૃતિઓ
ગ્રંથ ૨૪, પૃષ્ઠ ૧૯-૨૬

## કાર્યનીતિ સંબંધી પત્રો[8]

### આમુખ

મથાળામાં નિર્દેશિત વિષયના સંબંધમાં રિપોર્ટ રજૂ કરવાનો પહેલો પ્રસંગ મને ૧૯૧૭ના એપ્રિલની ચોથી તારીખે પેત્રોગ્રાદના બોલ્શેવિકોની મિટિંગમાં મળ્યો. તેઓ કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોના અખિલ રૂસી સંમેલનના ડેલિગેટો હતા. તેમને ઘેર પાછા ફરવા રવાના થઈ જવાનું હતું એટલે મને રિપોર્ટ મુલતવી રાખવાની છૂટ આપી શકે એમ નહોતા. મિટિંગ પૂરી થઈ ગયા પછી તરત અધ્યક્ષ કોમરેડ ઝિનોવિયેવે આખી સભા વતી મને મારો રિપોર્ટ તત્કાળ બોલ્શેવિક અને મેન્શેવિક ડેલિગેટોની સંયુક્ત મિટિંગમાં દોહરાવવાનું સૂચન કર્યું. તેમનો ઈરાદો રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની એકતા સાધવાના સવાલની ચર્ચા કરવાનો હતો.

મારો રિપોર્ટ તરત દોહરાવવાનું મારે માટે મુશ્કેલ તો હતું. પરંતુ મને લાગ્યું કે મારા **વૈચારિક સાથીઓ** તેમ જ મેન્શેવિકો માગણી કરી ચૂક્યા છે ત્યારે ઈનકાર કરવાનો મને હક નથી, અને તેઓ તાત્કાલિક રવાનગીને કારણે મને વિલંબની છૂટ આપી શકે એમ નથી.

રિપોર્ટ રજૂ કરતી વેળા મેં ૧૯૧૭ના એપ્રિલની સાતમી તારીખે 'પ્રાવદા'ના[9] ૨૬મા અંકમાં પ્રગટ થયેલી થિસિસો વાંચી સંભળાવી.*

મારી થિસિસો તેમ જ રિપોર્ટથી ખુદ બોલ્શેવિકોની અંદર અને 'પ્રાવદા'ના સંપાદકોની અંદર મતભેદો ઊભા થયા. ઘણી સલાહમસલત પછી અમે સર્વાનુમતે નિષ્કર્ષ તારવ્યો કે મતભેદોની ચર્ચાવિચારણા **ખુલ્લી રીતે** કરવાનું અને એ રીતે આપણી પાર્ટીના (કેંદ્રીય સમિતિ નીચે

---

* હું આ થિસિસો અને સાથે સાથે 'પ્રાવદા'ના એ જ અંકમાં આ પત્રના પરિશિષ્ટ તરીકે પ્રકાશિત સંક્ષિપ્ત વિવરણ પ્રગટ કરું છું. (જુઓ આ પુસ્તિકાનાં પૃષ્ઠ ૫-૧૧.—સં.)

એકતાબદ્ધ રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના) અખિલ રૂસી સંમેલન માટે સામગ્રી પૂરી પાડવાનું યોગ્ય ગણાશે. સંમેલન ૧૯૧૭ના એપ્રિલની વીસમી તારીખે પેત્રોગ્રાદમાં ભરાવાનું છે.

ચર્ચાવિચારણાના સંબંધમાં એ નિર્ણયનો અમલ કરીને હું નીચેના **પત્રો** પ્રગટ કરું છું. હું એ પત્રોમાં સવાલનો **સર્વાંગી** અભ્યાસ હોવાનો દાવો નથી કરતો. મારો ઈરાદો તો કેવળ મુખ્ય દલીલોની, કામદાર વર્ગના આંદોલનનાં **અમલી** કર્તવ્યોના સંબંધમાં ખાસ મહત્ત્વની દલીલોની, રૂપરેખા જ આપવાનો છે.

## પહેલો પત્ર

## વર્તમાન પરિસ્થિતિનું મૂલ્યાંકન

માર્ક્સવાદ આપણે માટે વર્ગોના સંબંધોનું અને દરેક ઐતિહાસિક પરિસ્થિતિનાં વિશિષ્ટ મૂર્ત લક્ષણોનું એકદમ ચોકસાઈભર્યું અને વસ્તુગત રીતે ચકાસી શકાય એવું પૃથક્કરણ આવશ્યક બનાવે છે. આપણે બોલ્શેવિકો એ આવશ્યકતા પૂરી કરવાની કોશિશ હંમેશાં કરતા રહ્યા છીએ. રાજકારણની દરેક વૈજ્ઞાનિક બુનિયાદી દૃષ્ટિએ એવું પૃથક્કરણ તદ્દન આવશ્યક છે.

માર્ક્સ અને એંગેલ્સે હંમેશાં કહ્યું છે કે "અમારો સિદ્ધાંત જડ મતવાદ નહિ પરંતુ પ્રવૃત્તિનો માર્ગદર્શક છે."[10] બહુ બહુ તો **સામાન્ય** કર્તવ્યોને માત્ર અંકિત કરવા શક્તિમાન "સૂત્રો"ની ખાલી ગોખણપટ્ટી અને પુનરાવર્તનની તેમણે વાજબી રીતે જ ઠેકડી ઉડાડી છે. ઐતિહાસિક પ્રક્રિયાના દરેક વિશિષ્ટ **ગાળાના** વાસ્તવિક આર્થિક અને રાજકીય સંજોગોના આધારે સામાન્ય કર્તવ્યોમાં આવશ્યક રૂપે ફેરફાર થાય છે.

તો પછી ક્રાંતિકારી સર્વહારા વર્ગની પાર્ટીએ પોતાની પ્રવૃત્તિનાં કર્તવ્યો અને રૂપોના નિરૂપણ માટે જેમાંથી માર્ગદર્શન લેવાનું છે તે સ્પષ્ટ સાબિત વસ્તુગત **હકીકતો** કેવી છે?

૧૯૧૭ના માર્ચની ૨૧મી અને ૨૨મી તારીખે 'પ્રાવદા'ના ૧૪મા અને ૧૫મા અંકમાં પ્રકાશિત મારા પહેલા 'સુદૂરના પત્ર'માં ('પ્રથમ ક્રાંતિનો પ્રથમ તબક્કો') તેમ જ મારી થિસિસોમાં મેં "રશિયાની વર્તમાન

પરિસ્થિતિના વિશિષ્ટ લક્ષણ "નું નિરૂપણ ક્રાંતિના પહેલા તબક્કામાંથી બીજા તબક્કામાં **સંક્રમણના** ગાળા તરીકે કર્યું છે. એટલે મેં બુનિયાદી સૂત્ર, **આ** ઘડીનું "તાત્કાલિક કર્તવ્ય", આ મુજબ ગણાવ્યું છે: "કામદારો, તમે ઝારશાહી સામેના આંતરવિગ્રહમાં સર્વહારા વર્ગીય પરાક્રમના, જનતાના પરાક્રમના, ચમત્કારો કરી દાખવ્યા છે. તમારે ક્રાંતિના બીજા તબક્કામાં તમારા વિજયનો માર્ગ તૈયાર કરવા માટે સંગઠનના, સર્વહારા વર્ગ અને સમગ્ર જનતાના સંગઠનના, ચમત્કારો કરી દાખવવા જોઈએ" ('પ્રાવદા', અંક ૧૫).*

તો પહેલો તબક્કો કયો છે?

રાજ્ય સત્તા મૂડીદાર વર્ગના હાથમાં ગઈ તે.

૧૯૧૭ની ફેબ્રુઆરી-માર્ચ ક્રાંતિ પહેલાં રશિયામાં રાજ્ય સત્તા પુરાણા વર્ગોમાંના એકના, એટલે કે નિકોલાઇ રોમાનોવની આગેવાની ધરાવતા સામંતી જમીનદાર ઉમરાવ વર્ગના, હાથમાં હતી.

ક્રાંતિ પછી સત્તા **જુદા** વર્ગના, નવા વર્ગના, એટલે કે **મૂડીદાર વર્ગના**, હાથમાં છે.

રાજ્ય સત્તા એક વર્ગના હાથમાંથી બીજા **વર્ગના** હાથમાં ચાલી જાય એ હકીકત **ક્રાંતિની**, શબ્દના ચોકસાઈભર્યા વૈજ્ઞાનિક તેમ જ અમલી રાજકીય અર્થમાં, પહેલી, મુખ્ય, અને બુનિયાદી નિશાની છે.

રશિયામાં મૂડીવાદી, અથવા મૂડીવાદી-લોકશાહીવાદી, ક્રાંતિ એટલા પ્રમાણમાં **પૂરી થઈ ગઈ છે.**

પરંતુ આ બિંદુએ, પોતાને ઉત્સુકતાથી "પુરાણા બોલ્શેવિકો" કહેવડાવતા લોકો તરફથી આપણને વિરોધના દેકારા સાંભળવા મળે છે. તેઓ કહે છે કે આપણું ધોરણ શું હંમેશાં એવું નથી રહ્યું કે મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ તો કેવળ "સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીથી" જ પૂરી થાય? શું ખેતી ક્રાંતિ કે જે પણ મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ છે તે પૂરી થઈ ગઈ છે? હકીકત શું એથી ઊલટી નથી કે આ ખેતી ક્રાંતિ તો હજી શરૂ **પણ નથી** થઈ?

મારો જવાબ આવો છે: **સમગ્ર રૂપે જોતાં** બોલ્શેવિક સૂત્રો અને વિચારોને ઇતિહાસની પુષ્ટિ મળી છે. પરંતુ **વાસ્તવમાં** સંજોગો **જુદી રીતે**

---

*જુઓ સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૩, પૃષ્ઠ ૩૦૬-૭.—સં.

ઘડાયા છે, કોઈ પણ માણસ ધારણા કરી શક્યો હોત તેનાથી એ સંજોગો વધારે મૌલિક, વધારે વિશિષ્ટ, અને વધારે વૈવિધ્યસભર છે.

એ હકીકતને અવગણવી અથવા ચૂકી જવી એટલે પેલા "પુરાણા બોલ્શેવિકો"ના ઢાળમાં ઢળાઈ જવું. તેઓ નવી અને જીવંત વાસ્તવિકતાનાં વિશિષ્ટ લક્ષણોનો **અભ્યાસ કરવાને** બદલે નિરર્થક રીતે **ગોખી નાખેલાં** સૂત્રો દોહરાવીને આપણી પાર્ટીના ઇતિહાસમાં ભારે ખેદજનક ભૂમિકા એકથી વધારે વાર ભજવી ચૂકેલા છે.

રૂસી ક્રાંતિમાં "સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી" **ક્યારની** વાસ્તવિકતા* બની ચૂકી છે કારણ કે એ "સૂત્ર"માં કેવળ **વર્ગોના સંબંધની** ધારણા છે, એ સંબંધને, એ સહકારને, **અમલમાં મૂકતી મૂર્ત રાજકીય સંસ્થાની** ધારણા નથી. "કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેત"—તેમાં જ છે "સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી", વાસ્તવમાં સિદ્ધ થઈ ચૂકેલી.

એ સૂત્ર તો ક્યારનું પુરાતન બની ગયું છે. ઘટનાઓએ તેને સૂત્રોના ક્ષેત્રમાંથી વાસ્તવિકતાના ક્ષેત્રમાં મૂકી દીધું છે, હાડચામનું આવરણ આપ્યું છે, મૂર્ત બનાવી દીધું છે, અને **એ રીતે** તેમાં ફેરફાર કર્યા છે.

હવે આપણી સામે નવું અને જુદું કર્તવ્ય છે: એ સરમુખત્યારીની **અંદર** સર્વહારા વર્ગીય તત્ત્વો (સંરક્ષણવાદનાં વિરોધી, આંતરરાષ્ટ્રવાદી, "સામ્યવાદી" તત્ત્વો, કોમ્યુનમાં સંક્રમણની હિમાયત કરનારાં તત્ત્વો) અને **નાના-માલિક** અથવા **નિમ્ન-મૂડીવાદી** તત્ત્વો (છેઇદ્ઝે, ત્સેરેતેલી, સ્તેકલોવ, સમાજવાદી-ક્રાંતિકારીઓ, અને બીજા ક્રાંતિકારી સંરક્ષણવાદીઓ, કોમ્યુનની દિશામાં જવાનો વિરોધ કરનારાં અને મૂડીદાર વર્ગને તથા મૂડીવાદી સરકારને "ટેકો આપવાની" તરફેણ કરનારાં તત્ત્વો) વચ્ચે ફૂટ પેદા કરવાનું કર્તવ્ય.

જે માણસ હવે કેવળ "સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીની" જ વાત કરતો હોય તે **સમયની** પાછળ રહી ગયેલો છે, અને એટલે તે અમલમાં સર્વહારા વર્ગસંઘર્ષની સામે નાના મૂડીદારોના પક્ષે **ચાલી ગયેલો છે**, એવા માણસને ક્રાંતિ પૂર્વેના "બોલ્શેવિક" પુરાવશેષોના સંગ્રહમાં (તેને "પુરાણા બોલ્શેવિકો"નો સંગ્રહ ગણાવી શકાય) સામેલ કરી દેવો જોઈએ.

---

*અમુક રૂપમાં અને અમુક પ્રમાણમાં.

સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી ક્યારની સિદ્ધ થઈ ગઈ છે, પરંતુ ખૂબ જ મૌલિક રીતે, અને અત્યંત મહત્ત્વના સંખ્યાબંધ ફેરફાર સાથે. હું મારા આગામી પત્રોમાંથી એકમાં તેની અલગ છણાવટ કરીશ. અત્યારે તો એ નિર્વિવાદ તથ્યને સમજી લેવાનું આવશ્યક છે કે માર્ક્સવાદીએ ગઈકાલના સિદ્ધાંતને વળગી ન રહેતાં વાસ્તવિક જિંદગીને, **વાસ્તવિકતાની** ખરી હકીકતોને, લક્ષમાં લેવી જોઈએ. ગઈકાલનો સિદ્ધાંત, તમામ સિદ્ધાંતોની જેમ, બહુ બહુ તો મુખ્ય અને સામાન્યની કેવળ રૂપરેખા જ આપી શકે, જીવનની સમગ્ર જટિલતા સાથે તેને આવરી લેવાની કેવળ **નિકટતામાં જ પહોંચી શકે.**

"દોસ્ત મારા, સિદ્ધાંત ઘેરો હોય છે પરંતુ જીવનનું સનાતન વૃક્ષ તો લીલુંછમ હોય છે."[11]

મૂડીવાદી ક્રાંતિના "**સમાપન**"ના સવાલને **પુરાણી રીતે** નીરખવો એટલે જીવંત માર્ક્સવાદનું બલિદાન મૃત અક્ષરની વેદી ઉપર આપી દેવું.

વિચાર કરવાની પુરાણી રીત મુજબ મૂડીદાર વર્ગની સત્તાને **પગલે પગલે** સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની સત્તા, તેમની સરમુખત્યારી, આવી શકે અને આવવી જોઈએ.

પરંતુ વાસ્તવિક જીવનમાં હાલત **ક્યારની સાવ જુદી જ** નીકળી છે, **એકની સાથે બીજી સત્તાની** અત્યંત મૌલિક, નવતર, અને અભૂતપૂર્વ **ગૂંથણી** જોવા મળે છે, આપણે મૂડીદાર વર્ગની સત્તા (લ્વોવ અને ગુચકોવની સરકાર) **તેમ જ** સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીને, બેઉને, જોડાજોડ અને એકીસાથે ભેગી અસ્તિત્વ ધરાવતી નીરખીએ છીએ, **અને** સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની સરમુખત્યારી **આપમેળે** મૂડીદાર વર્ગને સત્તા સુપરત કરી રહી છે, આપમેળે મૂડીદાર વર્ગનું પૂંછડું બની રહી છે.

આપણે ભૂલવું ન જોઈએ કે હકીકતમાં પેત્રોગ્રાદમાં સત્તા કામદારો અને સિપાહીઓના હાથમાં છે, નવી સરકાર તેમની ઉપર જુલમ **નથી** વરસાવતી અને વરસાવી શકે એમ નથી કારણ કે પોલીસ જેવું, જનતાથી અલગ સેના જેવું, કંઈ નથી, જનતાથી **ઊંચી કક્ષાએ** ખડી સર્વશક્તિમાન અમલદારશાહી જેવું **કંઈ નથી**. આ તો હકીકત છે, એવી જાતની હકીકત કે જે પૅરિસ કોમ્યુન પ્રકારના રાજ્યની લાક્ષણિક છે. આ હકીકત પુરાણા ખ્યાલો જોડે મેળ નથી ખાતી. **સામાન્ય રૂપે** "સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની

સરમુખત્યારી" વિશે હવે નિરર્થક બની ગયેલા શબ્દો દોહરાવવાને બદલે ખ્યાલોને હકીકતો જોડે બંધબેસતા બનાવતાં શીખી લેવાનું જરૂરી છે.

આ સવાલ ઉપર વધારે પ્રકાશ પાથરવાના આશયે આપણે તેને બીજી દૃષ્ટિએ જોઈએ.

માર્ક્સવાદીએ વર્ગ સંબંધોના કાળજીભર્યા પૃથક્કરણની ભૂમિકા તજી ન દેવી જોઈએ. સત્તા મૂડીદાર વર્ગના હાથમાં છે. પરંતુ કિસાન સમુદાય **પણ** શું મૂડીદાર વર્ગ નથી? ભલે જુદા સામાજિક સ્તરનો, જુદી જાતનો, જુદા સ્વરૂપનો, પણ શું **એ** મૂડીદાર વર્ગ નથી? એવું શેમાંથી ફલિત થાય છે કે એ સ્તર સત્તાસ્થાને **ન** આવી **શકે** અને એ રીતે મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિનું "સમાપન" ન કરી શકે? એ અશક્ય કેમ બની રહે?

પુરાણા બોલ્શેવિકો ઘણી વાર એવી રીતે દલીલો કરે છે.

મારો જવાબ છે કે એ બરાબર શક્ય છે. પરંતુ માર્ક્સવાદીએ ચોક્કસ પરિસ્થિતિનું મૂલ્યાંકન શું શક્ય છે તેના આધારે **નહિ** પણ શું વાસ્તવિક છે તેના આધારે કરવું જોઈએ.

અને વાસ્તવિકતા એવી **હકીકત** પ્રગટ કરે છે કે સિપાહીઓ તથા કિસાનોના મુક્ત રીતે ચૂંટાયેલા પ્રતિનિધિઓ બીજી સમાંતર સરકારમાં મુક્ત રીતે જોડાઈ રહ્યા છે અને મુક્ત રીતે તેમાં પુરવણી કરી રહ્યા છે, તેને વિકસાવી રહ્યા છે, પરિપૂર્ણ બનાવી રહ્યા છે. અને બરાબર એટલી જ મુક્ત રીતે તેઓ સત્તા મૂડીદાર વર્ગને **સુપરત કરી રહ્યા છે**—આ એવી હકીકત છે કે જે કોઈ રીતે માર્ક્સવાદના સિદ્ધાંતનો "ભંગ નથી કરતી" કારણ કે આપણે હંમેશાં જાણતા રહ્યા છીએ અને વારંવાર નિર્દેશ કરતા રહ્યા છીએ કે મૂડીદાર વર્ગ પોતાની સત્તા ટકાવી રાખવાનું કામ કેવળ જુલમ મારફત જ **નથી** કરતો પરંતુ લોકસમુદાયોની વર્ગજાગૃતિ અને સંગઠનના અભાવના આધારે, તેમની ઘરેડપરાયણતા અને પીડિત દશાના આધારે, પણ કરે છે.

વર્તમાન સમયની એવી વાસ્તવિકતાને લક્ષમાં લેતાં હકીકતની સામે આંખો મીચી દેવાનું અને "શક્યતાઓ"ની વાતો કરવાનું તો નર્યું હાસ્યાસ્પદ જ છે.

શક્ય છે કે કિસાનપ્રજા બધી જમીન અને સમગ્ર સત્તા કબજે કરી લે. એ શક્યતાને ભૂલી જવાની, વર્તમાન પૂરતા જ સીમિત રહેવાની, વાત તો દૂર રહી, મેં ખેતી સંબંધી કાર્યક્રમનું નિશ્ચિત અને સ્પષ્ટ નિરૂપણ કર્યું છે અને તેમાં **નવી** પરિઘટનાને, એટલે કે એક તરફ ખેતમજૂરો તથા ગરીબ

કિસાનો અને બીજી તરફ કિસાન માલિકો વચ્ચેની વધારે ઊંડી ફાટને લક્ષમાં લીધી છે.

પરંતુ બીજી એક શક્યતા પણ છે. શક્ય છે કે કિસાનો સમાજવાદી-ક્રાંતિકારીઓની નિમ્ન-મૂડીવાદી પાર્ટીની સલાહ માની લે. એ પાર્ટી મૂડીદાર વર્ગની અસરને વશ થઈ ગઈ છે, તેણે સંરક્ષણવાદી ધોરણ અપનાવ્યું છે, અને તે બંધારણસભાની વાટ જોવાની સલાહ આપે છે, જોકે બંધારણસભા ભરાવાની તારીખ પણ હજુ સુધી નક્કી નથી કરવામાં આવી.*

શક્ય છે કે કિસાનો મૂડીદાર વર્ગ જોડે પોતાના સોદાને, તેમણે કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો મારફત હવે કેવળ ઔપચારિક રીતે નહિ પરંતુ હકીકતમાં કરી લીધેલા સોદાને, **ચાલુ રાખશે** અને લંબાવશે.

ઘણી ઘણી શક્યતાઓ છે. કિસાન આંદોલન અને જમીન સંબંધી કાર્યક્રમને ભૂલી જવામાં મોટી ભૂલ થશે. પરંતુ **વાસ્તવિકતાને** ભૂલી જવામાં એથી જરાય નાની ભૂલ નહિ થાય. વાસ્તવિકતા એવી હકીકતને છતી કરે છે કે મૂડીદાર વર્ગ અને કિસાનપ્રજા વચ્ચે **કરાર** અથવા—વધારે ચોક્કસ, ઓછો કાનૂની, પરંતુ વધારે વર્ગીય-આર્થિક શબ્દ વાપરીએ તો—**વર્ગીય સહયોગ** અસ્તિત્વમાં છે.

એ હકીકત જ્યારે હકીકત મટી જાય, કિસાનપ્રજા મૂડીદાર વર્ગથી અલગ થઈ જાય, મૂડીદાર વર્ગની પરવા કર્યા વગર જમીન અને સત્તા કબજે કરી લે, ત્યારે મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિનો નવો તબક્કો અંકિત થશે, અને એ બાબતની છણાવટ અલગ કરવામાં આવશે.

જે માર્ક્સવાદી એવી ભાવિ શક્યતાને લક્ષમાં લઈને **વર્તમાન સમયમાં**, કિસાનપ્રજા મૂડીદાર વર્ગની જોડે **સમજણ ધરાવે** છે ત્યારે, પોતાની ફરજોને

---

*કદાચ મારા શબ્દોનો ખોટો અર્થ તારવવામાં આવે એટલે હું આ ઘડીએ જ જણાવી દઉં કે ખેતમજૂરો અને કિસાનોની **સોવિયેત બધી** જમીન **તત્કાળ** કબજે કરી લે તેની હું ચોક્કસ તરફેણ કરું છું, પરંતુ તેમણે **પોતે** કડકમાં કડક વ્યવસ્થા અને શિસ્ત જાળવવી જોઈએ, યંત્રો, ઈમારતો, અને પશુધનને જરાક સરખુંયે નુકસાન ન થવા દેવું જોઈએ, અને કોઈ પણ સંજોગોમાં ખેતીવાડીમાં તથા અનાજના ઉત્પાદનમાં ગેરવ્યવસ્થા ઊભી ન કરવી જોઈએ પરંતુ તેમને **વિકસાવવાં** જોઈએ કારણ કે સિપાહીઓને હાલના કરતાં **બમણી** રોટીની જરૂર છે અને લોકોને ભૂખે મરવા ન દેવાય.

ભૂલી જાય તે નિમ્ન-મૂડીવાદીમાં પલટાઈ જાય. તે અમલમાં સર્વહારા વર્ગને નાના મૂડીદારોમાં **વિશ્વાસ રાખવાનો** ઉપદેશ ("મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ ચાલુ છે ત્યારે આ નાના મૂડીદારોએ, આ કિસાનપ્રજાએ, મૂડીદાર વર્ગથી અલગ થઈ જવું જોઈએ") આપતો હોય. જેમાં કિસાનપ્રજા મૂડીદાર વર્ગનું પૂંછડું **ન** હોય, જેમાં સમાજવાદી-ક્રાંતિકારીઓ, છેઇદ્ઝેઓ, ત્સેરેતેલીઓ, અને સ્તેકલોવો મૂડીવાદી સરકારનાં પૂંછડાં **ન** હોય, એવા સુખદ અને મધુર ભવિષ્યની "શક્યતા"ને કારણે, એવા સુખદ ભવિષ્યની "શક્યતા"ને કારણે, તે **અણગમતા વર્તમાનને**, જેમાં કિસાનપ્રજા હજી મૂડીદાર વર્ગનું પૂંછડું બની રહેલી છે અને જેમાં સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા સામાજિક-લોકશાહીવાદીઓએ મૂડીવાદી સરકારના પૂંછડાની, "નામદાર" લ્વોવના વિરોધી દળની[12], ભૂમિકા હજી તજી નથી દીધી એવા વર્તમાનને, ભૂલી જતો હોય.

એવી અનુમિત વ્યક્તિ મધઝરતા લૂઈ બ્લાંને અથવા સાકરિયા કાઉત્સ્કીપંથીને જરૂર મળતી આવે પરંતુ ક્રાંતિકારી માર્ક્સવાદીને તો બેશક ન જ મળતી આવે.

પરંતુ આપણે ભાવનિષ્ઠતામાં સરી પડવાનું, મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિને — જે હજી પૂરી નથી થઈ અને જેણે કિસાન આંદોલનની શક્યતાઓને હજી ખતમ નથી કરી નાખી એવી ક્રાંતિને — "ઠેકીને" સમાજવાદી ક્રાંતિમાં પહોંચી જવાના ઈરાદાનું, જોખમ તો નથી વહોરી લેતા ને?

હું કદાચ એવું જોખમ વહોરી લઉં, જો આમ કહું તો: "ઝાર નહિ પરંતુ **કામદારોની** સરકાર."[13] પણ મેં એમ કહ્યું **નથી**, કશુંક જુદું જ કહ્યું છે. મેં કહ્યું છે કે રશિયામાં કામદારો, ખેતમજૂરો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની સરકાર **સિવાય** બીજી કોઈ (મૂડીવાદી સરકારને બાદ કરતાં) સરકાર **હોઈ શકે નહિ**. મેં કહ્યું છે કે રશિયામાં સત્તા હવે ગુચ્કોવ અને લ્વોવ પાસેથી **માત્ર** એ સોવિયેતોના હાથમાં જ જઈ શકે. અને પરિસ્થિતિ એવી છે કે એ સોવિયેતોમાં કિસાનોનું, સિપાહીઓનું, એટલે કે નિમ્ન-મૂડીદાર વર્ગનું, વર્ચસ્વ છે — સામાન્ય, રાહદારી જેવું, અને ધંધાકીય નિરૂપણ ન કરીએ પરંતુ વૈજ્ઞાનિક માર્ક્સવાદી શબ્દ વાપરીએ અને વર્ગીય નિરૂપણ કરીએ તો.

મારી થિસિસોમાં મેં કિસાન આંદોલનને, જેની ઉપયોગિતા હજી ખતમ નથી થઈ, અથવા સામાન્ય રૂપે નિમ્ન-મૂડીવાદી આંદોલનને ઠેકી જવા

સામે, કામદારોની સરકાર તરફથી "સત્તા કબજે કરી લેવામાં" કોઈ જાતની **રમત** સામે, કોઈ જાતનાં બ્લાંકીપંથી આંધળિયાં સામે, પૂરી તકેદારી રાખી છે; મેં પૅરિસ કોમ્યુનના અનુભવનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. અને આપણે જાણીએ છીએ તથા માર્ક્સ ૧૮૭૧માં તેમ જ એંગેલ્સે ૧૮૯૧માં[14] સાબિત કર્યું છે કે એ અનુભવ બ્લાંકીપંથને[15] તદ્દન બકાત રાખે છે, **બહુમતીના** સીધા, તાત્કાલિક, તથા નિર્વિવાદ શાસનને અને ખુદ બહુમતી **સભાન** કદમ ઉઠાવે એટલી હદે જ લોકસમુદાયોની પ્રવૃત્તિને સુનિશ્ચિત બનાવે છે.

મેં થિસિસોમાં સવાલનું એકદમ ચોક્કસ નિરૂપણ કામદારો, ખેતમજૂરો, કિસાનો, અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોની **અંદર પ્રભાવ માટેના સંઘર્ષના** સવાલ તરીકે જ કર્યું છે. એ સંબંધમાં શંકાની છાયા સરખીયે ન રહેવા દેવાના આશયે મેં થિસિસોમાં ધીરજભર્યા અને ખંતીલા "**સમજાવટ**" કાર્યની, "લોકસમુદાયોની **અમલી** જરૂરતોને અનુરૂપ" "**સમજાવટ**" કાર્યની, આવશ્યકતા ઉપર **બે વાર** ભાર મૂક્યો છે.

અજ્ઞાની માણસો અથવા મિસ્ટર પ્લેખાનોવ જેવા માર્ક્સવાદના ભાગેડુઓ કદાચ અરાજકતાવાદ, બ્લાંકીપંથ, વગેરે વિશે દેકારા કરે. પરંતુ વિચાર કરવા અને શીખવા માગતા લોકો સમજ્યા વગર ન જ રહે કે બ્લાંકીપંથનો અર્થ લઘુમતી તરફથી સત્તા કબજે કરી લેવાનો થાય છે, જ્યારે સોવિયેતોમાં તો **સ્વીકૃત રીતે** જનતાની **બહુમતીનું** સીધું અને તાત્કાલિક સંગઠન અંકિત છે. એ સોવિયેતોની **અંદર** પ્રભાવ માટેના સંઘર્ષ પૂરતું જ સીમિત કાર્ય બ્લાંકીપંથના કાદવમાં ન જ અટવાઈ શકે, કોઈ રીતે ન જ અટવાઈ **શકે**. વળી તે અરાજકતાવાદના કાદવમાં પણ **ન જ** અટવાઈ શકે કારણ કે મૂડીદાર વર્ગના શાસનમાંથી સર્વહારા વર્ગના શાસનમાં **સંક્રમણના** ગાળામાં **રાજ્યની અને રાજ્ય સત્તાની આવશ્યકતાને** અરાજકતાવાદ નકારે છે, જ્યારે હું તો એ ગાળામાં રાજ્યની આવશ્યકતાની **હિમાયત** કોઈ પણ જાતના ખોટા અર્થની શક્યતાને બકાત રાખે એવી ચોકસાઈથી **કરું છું**, જોકે સામાન્ય સંસદીય મૂડીવાદી રાજ્યની નહિ પરંતુ સ્થાયી સેના **વગરના**, જનતાના વિરોધી પોલીસ દળ **વગરના**, જનતાથી ઊંચી કક્ષાએ ગોઠવાયેલી અમલદારશાહી **વગરના**, રાજ્યની **હિમાયત કરું છું**.

જ્યારે મિસ્ટર પ્લેખાનોવ પોતાના અખબાર 'યેદીન્સ્ત્વો'માં પુરજોસથી બરાડા પાડે છે કે આ તો અરાજકતાવાદ છે ત્યારે તે માર્ક્સવાદના તેણે કરેલા પરિત્યાગની કેવળ વધારાની સાબિતી જ પૂરી પાડે છે. એ વિષયના

સામે, કામદારોની સરકાર તરફથી "સત્તા કબજે કરી લેવામાં" કોઈ જાતની **રમત** સામે, કોઈ જાતનાં બ્લાંકીપંથી આંધળિયાં સામે, પૂરી તકેદારી રાખી છે; મેં પૅરિસ કોમ્યુનના અનુભવનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. અને આપણે જાણીએ છીએ તથા માર્ક્સ ૧૮૭૧માં તેમ જ ઍંગેલ્સે ૧૮૯૧માં[14] સાબિત કર્યું છે કે એ અનુભવ બ્લાંકીપંથને[15] તદ્દન બકાત રાખે છે, **બહુમતીના** સીધા, તાત્કાલિક, તથા નિર્વિવાદ શાસનને અને ખુદ બહુમતી **સભાન** કદમ ઉઠાવે એટલી હદે જ લોકસમુદાયોની પ્રવૃત્તિને સુનિશ્ચિત બનાવે છે.

મેં થિસિસોમાં સવાલનું એકદમ ચોક્કસ નિરૂપણ કામદારો, ખેતમજૂરો, કિસાનો, અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોની **અંદર પ્રભાવ માટેના સંઘર્ષના** સવાલ તરીકે જ કર્યું છે. એ સંબંધમાં શંકાની છાયા સરખીયે ન રહેવા દેવાના આશયે મેં થિસિસોમાં ધીરજભર્યા અને ખંતીલા "સમજાવટ" કાર્યની, "લોકસમુદાયોની **અમલી** જરૂરતોને અનુરૂપ" "સમજાવટ" કાર્યની, આવશ્યકતા ઉપર **બે વાર** ભાર મૂક્યો છે.

અજ્ઞાની માણસો અથવા મિસ્ટર પ્લેખાનોવ જેવા માર્ક્સવાદના ભાગેડુઓ કદાચ અરાજકતાવાદ, બ્લાંકીપંથ, વગેરે વિશે દેકારા કરે. પરંતુ વિચાર કરવા અને શીખવા માગતા લોકો સમજ્યા વગર ન જ રહે કે બ્લાંકીપંથનો અર્થ લઘુમતી તરફથી સત્તા કબજે કરી લેવાનો થાય છે, જ્યારે સોવિયેતોમાં તો **સ્વીકૃત રીતે** જનતાની **બહુમતીનું** સીધું અને તાત્કાલિક સંગઠન અંકિત છે. એ સોવિયેતોની **અંદર** પ્રભાવ માટેના સંઘર્ષ પૂરતું જ સીમિત કાર્ય બ્લાંકીપંથના કાદવમાં ન જ અટવાઈ શકે, કોઈ રીતે ન જ અટવાઈ **શકે**. વળી તે અરાજકતાવાદના કાદવમાં પણ **ન જ** અટવાઈ શકે કારણ કે મૂડીદાર વર્ગના શાસનમાંથી સર્વહારા વર્ગના શાસનમાં **સંક્રમણના** ગાળામાં **રાજ્યની અને રાજ્ય સત્તાની આવશ્યકતાને** અરાજકતાવાદ નકારે છે, જ્યારે હું તો એ ગાળામાં રાજ્યની આવશ્યકતાની **હિમાયત** કોઈ પણ જાતના ખોટા અર્થની શક્યતાને બકાત રાખે એવી ચોકસાઈથી **કરું છું**, જોકે સામાન્ય સંસદીય મૂડીવાદી રાજ્યની નહિ પરંતુ સ્થાયી સેના **વગરના**, જનતાના વિરોધી પોલીસ દળ **વગરના**, જનતાથી ઊંચી કક્ષાએ ગોઠવાયેલી અમલદારશાહી **વગરના**, રાજ્યની **હિમાયત કરું છું**.

જ્યારે મિસ્ટર પ્લેખાનોવ પોતાના અખબાર 'યેદીન્સ્ત્વો'માં પુરજોસથી બરાડા પાડે છે કે આ તો અરાજકતાવાદ છે ત્યારે તે માર્ક્સવાદના તેણે કરેલા પરિત્યાગની કેવળ વધારાની સાબિતી જ પૂરી પાડે છે. એ વિષયના

સંબંધમાં માર્ક્સ અને એંગેલ્સે ૧૮૭૧, ૧૮૭૨, અને ૧૮૭૫માં શું શીખવ્યું છે તે જણાવવાનો પડકાર મેં તેને 'પ્રાવદા'માં (૨૬મા અંકમાં) કર્યો ત્યારે ચર્ચાના સવાલ અંગે મિસ્ટર પ્લેખાનોવ ખાલી ચુપકી જ સેવી શકે છે અને કોપિત મૂડીદાર વર્ગની પેઠે નિંદાના બરાડા જ પાડે છે.

માજી માર્ક્સવાદી મિસ્ટર પ્લેખાનોવ રાજ્યના સંબંધમાં માર્ક્સવાદી સિદ્ધાંતને સમજવામાં **તદ્દન** નિષ્ફળ ગયેલ છે. પ્રસંગને અનુરૂપ ઉલ્લેખ કરી લઈએ કે એ સંબંધમાં તેની સમજણના અભાવનાં બીજ અરાજકતાવાદ વિશેની તેની જર્મન પુસ્તિકામાં[16] પણ જોવા મળે છે.

* * *

હવે આપણે જોઈએ કે કોમરેડ કામેનેવ મારી થિસિસો અને ઉપર વ્યક્ત થયેલા વિચારો જોડે પોતાના "મતભેદો" 'પ્રાવદા'ના ૨૭મા અંકમાં કેવી રીતે નિરૂપે છે. એથી આપણને તેમની વધારે સ્પષ્ટ સમજણ હાંસલ થશે.

> કોમરેડ કામેનેવ લખે છે કે "કોમરેડ લેનિનનો સામાન્ય ખ્યાલ અમને અસ્વીકાર્ય લાગે છે કારણ કે તે એવી ધારણા ઉપર આધારિત છે કે મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ **પૂરી થઈ ગઈ છે,** અને તેમાંથી આ ક્રાંતિનું સમાજવાદી ક્રાંતિમાં તાત્કાલિક રૂપાંતર ઘડી કાઢે છે."

આમાં બે મોટી ભૂલો છે.

એક. મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિના "સમાપન"નો સવાલ ખોટી રીતે **રજૂ કરવામાં આવ્યો છે**. સવાલને અમૂર્ત, સાદી, સમજો કે એકરંગી, રીતે મૂકવામાં આવ્યો છે, અને તે યથાર્થ વાસ્તવિકતાને અનુરૂપ **નથી**. સવાલને **એ રીતે** મૂકવો, **હાલ** પૂછવું કે "મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પૂરી થઈ ગઈ છે કે નહિ", **અને વધારે કંઈ ન કહેવું**, એટલે અત્યંત જટિલ વાસ્તવિકતાને જોવાનો ઇનકાર કરી દેવો, અને વાસ્તવિકતા ઓછામાં ઓછા "બે રંગની" તો છે જ. આ તો સિદ્ધાંતની વાત થઈ. અમલમાં તેનો અર્થ લાચારીથી **નિમ્ન-મૂડીવાદી ક્રાંતિપંથને** શરણે થઈ જવાનો છે.

ખરેખર, વાસ્તવિકતા આપણને બતાવે છે કે સત્તા મૂડીદાર વર્ગના હાથમાં ચાલી ગઈ છે (સામાન્ય પ્રકારની "પૂરી થઈ ગયેલી" મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ), **તેમ જ** ખરી સરકારની જોડાજોડ "સર્વહારા વર્ગ

અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી"નું પ્રતિનિધિત્વ કરતી સમાંતર સરકાર અસ્તિત્વ ધરાવે છે. એ "બીજી સરકારે" **પોતે જ** સત્તા મૂડીદાર વર્ગને સુપરત કરી દીધી છે, **પોતે જ** પોતાને મૂડીવાદી સરકાર સાથે જકડી લીધી છે.

કોમરેડ કામેનેવના પુરાણા બોલ્શેવિક છાપ સૂત્રમાં, "મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પૂરી નથી થઈ" એમ કહેતા સૂત્રમાં, એવી વાસ્તવિકતાને આવરી લેવામાં આવી છે ખરી?

નથી આવરી લેવામાં આવી. સૂત્ર કાલગ્રસ્ત થઈ ગયું છે. જરાય કામનું નથી. મૃત છે. અને તેને સજીવન કરવાનો કશો જ અર્થ નથી.

બે. અમલી સવાલ. કોને ખબર છે કે રશિયામાં હાલના સમયે મૂડીવાદી સરકારથી **અળગી ખાસ** "સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી"નો ઉદય હજી શક્ય છે કે નહિ. માર્ક્સવાદી કાર્યનીતિ અજ્ઞાતના આધારે ન ઘડી શકાય.

પરંતુ એ હજી શક્ય હોય **તો** તેની દિશાનો એક, માત્ર એક જ, માર્ગ છે, અર્થાત્ સર્વહારા વર્ગીય કોમ્યુનિસ્ટ આંદોલનનાં તત્ત્વોને નિમ્ન-મૂડીવાદી તત્ત્વોથી તત્કાળ, મક્કમપણે, અને અફર રીતે અલગ કરી દેવાનો.

કેમ?

કેમ કે આખો નિમ્ન-મૂડીદાર વર્ગ આકસ્મિક રીતે નહિ પરંતુ આવશ્યકતાને કારણે અંધરાષ્ટ્રવાદ (= સંરક્ષણવાદ) તરફ, મૂડીદાર વર્ગના "ટેકા" તરફ, તેના અવલંબન તરફ, તેના વગર કામ ચલાવી લેવું પડે એવી **બીક** તરફ, વળી ગયો છે, વગેરે.

નિમ્ન-મૂડીદાર વર્ગ અત્યારે પણ સત્તા પોતાના હાથમાં લઈ શકે એમ છે પરંતુ લેવા **નથી માગતો**, એવી હાલતમાં તેને સત્તાના સ્થાને "ધકેલી" કેવી રીતે શકાય?

કેવળ સર્વહારા વર્ગની પાર્ટીને, કોમ્યુનિસ્ટ પાર્ટીને, અલગ કરીને, એ નાના મૂડીદારોના ડરપોકપણાથી **મુક્ત** સર્વહારા વર્ગસંઘર્ષ લડીને, એમ કરી શકાય. જે સર્વહારાઓ નિમ્ન-મૂડીદાર વર્ગની અસરથી કેવળ શબ્દોમાં જ નહિ પરંતુ કૃત્યોમાં પણ મુક્ત હોય તેમની જમાવટ જ નિમ્ન-મૂડીદાર વર્ગના પગ તળેની ધરતીને એટલી ધગધગાવી શકે કે અમુક સંજોગોમાં તેને સત્તા પોતાના હાથમાં લઈ લેવાની **ફરજ પડે**. શક્યતાની સીમાઓમાં એવું પણ સામેલ છે કે ગુચ્કોવ અને મિલ્યુકોવ — ફરી અમુક સંજોગોમાં — સંપૂર્ણ

અને નિર્ભેળ સત્તા છેઈદ્ઝે, ત્સેરેતેલી, સમાજવાદી-ક્રાંતિકારીઓ, અને સ્તેકલોવને આપવાની તરફેણ કરે કારણ કે આખર તો તેઓ સૌ "**સંરક્ષણ-વાદીઓ**" છે.

સોવિયેતોનાં સર્વહારા વર્ગીય તત્ત્વોને (એટલે કે સર્વહારા વર્ગીય કોમ્યુનિસ્ટ પાર્ટીને) નિમ્ન-મૂડીવાદી તત્ત્વોથી આ ઘડીએ, તત્કાળ, અને અફર રીતે અલગ કરવાં એટલે આંદોલનનાં હિતોને બેમાંથી કોઈ પણ શક્ય ઘટનામાં સાચી રીતે વ્યક્ત કરવાં: એવી ઘટનામાં કે રશિયા હજી મૂડીદાર વર્ગથી સ્વતંત્ર ખાસ "સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની સરમુખત્યારી"નો અનુભવ કરે, **અને** એવી ઘટનામાં કે નિમ્ન-મૂડીદાર વર્ગ મૂડીદાર વર્ગથી અળગો ન થઈ શકે અને આપણી તથા તેની વચ્ચે સદૈવ (એટલે કે સમાજવાદની સ્થાપના ન થાય ત્યાં સુધી) ડોલતો રહે.

પોતાની પ્રવૃત્તિઓમાં ખાલી એવા સાદા સૂત્રથી દોરાવું કે "મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પૂરી નથી થઈ" એ તો એવી ગૅરંટીનો ભાર પોતાને માથે લેવા જેવું છે કે નિમ્ન-મૂડીદાર વર્ગ મૂડીદાર વર્ગથી સ્વતંત્ર બની રહેવા ચોક્કસ શક્તિમાન છે. એમ કરવું એટલે પોતે નિમ્ન-મૂડીદાર વર્ગના કાબૂમાં સપડાઈ જવું.

સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની સરમુખત્યારીના "સૂત્ર"ના સંબંધમાં અહીંયાં ઉલ્લેખ સમુચિત ગણાશે કે 'બે કાર્યનીતિઓ' નામની મારી કૃતિમાં (જુલાઈ, ૧૯૦૫) મેં આ પ્રમાણે ખાસ ભાર મૂક્યો હતો ('બાર વર્ષો', પૃષ્ઠ ૪૩૫):[17]

"દુનિયામાં બીજી બધી બાબતોની જેમ જ સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીને પણ ભૂતકાળ અને ભવિષ્ય છે. તેનો ભૂતકાળ આપખુદશાહી, ખેતગુલામી, રાજાશાહી, અને વિશેષાધિકારનો છે... તેનું ભવિષ્ય ખાનગી મિલકત સામેના સંઘર્ષનું છે, માલિકની સામે રોજી-કામદારના સંઘર્ષનું છે, સમાજવાદના સંઘર્ષનું છે..."*

કોમરેડ કામેનેવની ભૂલ એ છે કે ૧૯૧૭માં પણ તે સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીના કેવળ **ભૂતકાળને** જ જુએ છે. **હકીકતમાં** તેના **ભવિષ્યની** શરૂઆત થઈ ચૂકી છે કારણ કે એક તરફ રોજી-કામદાર અને બીજી તરફ નાના માલિકનાં હિતો અને

---

* જુઓ સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૯, પૃષ્ઠ ૮૪-૮૫.—સં.

નીતિઓ વચ્ચે "સંરક્ષણવાદ" જેવા, સામ્રાજ્યવાદી યુદ્ધ સંબંધી વલણ જેવા, મહત્ત્વના સવાલમાં પણ **વાસ્તવમાં** ખાઈ બની ચૂકી છે.

હવે હું કોમરેડ કામેનેવની ઉપર ટાંકેલી દલીલમાંની બીજી ભૂલ ઉપર આવું છું. તેણે એમ કહીને મારી ટીકા કરી છે કે મારો ખ્યાલ "આ (મૂડીવાદી-લોકશાહીવાદી) ક્રાંતિનું સમાજવાદી ક્રાંતિમાં તાત્કાલિક રૂપાંતર ઘડી કાઢે છે".

એ વાત ખોટી છે. હું આપણી ક્રાંતિનું **સમાજવાદી ક્રાંતિમાં** "તાત્કાલિક રૂપાંતર" નથી "ઘડી કાઢતો" એટલુ જ નહિ પરંતુ વાસ્તવમાં તેની વિરુદ્ધ ચેતવણી આપું છું. મારી ૮મી થિસિસમાં મેં જણાવ્યું છે: "આપણું **તાત્કાલિક** કર્તવ્ય સમાજવાદ 'દાખલ કરવાનું' **નથી**..."*

શું સ્પષ્ટ નથી કે આપણી ક્રાંતિનું સમાજવાદી ક્રાંતિમાં તાત્કાલિક રૂપાંતર ઘડી કાઢનારો માણસ સમાજવાદ દાખલ કરવાના તાત્કાલિક કર્તવ્યનો વિરોધ ન જ કરી શકે?

વધુમાં, રશિયામાં "કોમ્યુન રાજ્ય" (એટલે કે પૅરિસ કોમ્યુનની રીતે સંઘટિત રાજ્ય) પણ "તત્કાળ" સ્થાપી **ન શકાય** કારણ કે તેને માટે જરૂરી છે કે તમામ (અથવા મોટા ભાગની) સોવિયેતોમાં પ્રતિનિધિઓની **બહુમતી** સમાજવાદી-ક્રાંતિકારીઓ, છેઇદ્ઝે, ત્સેરેતેલી, સ્તેકલોવ, વગેરેની કાર્યનીતિ અને નીતિમાં સમાયેલી ભૂલ તથા હાનિને સાફ સમજી લે. મેં સ્પષ્ટ જાહેર કર્યું છે કે એ સંબંધમાં હું કેવળ "ધીરજભરી" સમજાવટ ઘડી કાઢું છું (જે પરિવર્તન "તત્કાળ" આણી શકાય એમ હોય તેના સંબંધમાં ધીરજ રાખવાનું જરૂરી બને ખરું?)

કોમરેડ કામેનેવે આતુરતાની હાલતમાં જરાક વધારે પડતું ભરડી નાખ્યું છે અને એવો મૂડીવાદી પૂર્વગ્રહ દોહરાવ્યો છે કે પૅરિસ કોમ્યુનનો ઈરાદો "તત્કાળ" સમાજવાદ દાખલ કરવાનો હતો. હકીકત એમ નથી. કોમ્યુન તો સમાજવાદ દાખલ કરવામાં કમનસીબે વધારે પડતું ધીમું હતું. કોમ્યુનનું ખરું સારતત્ત્વ તો જ્યાં મૂડીવાદીઓ સામાન્ય રીતે ગોતે છે ત્યાં નથી પરંતુ ખાસ પ્રકારના **રાજ્યના** સર્જનમાં છે. રશિયામાં એવું રાજ્ય **ક્યારનું** ઉદય પામી ચૂક્યું છે, એ છે કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો!

---

*જુઓ આ પુસ્તિકાનું પૃષ્ઠ ૮. —સં.

કોમરેડ કામેનેવે **હકીકત** વિશે, **અસ્તિત્વ ધરાવતી** સોવિયેતોના મર્મ વિશે, પ્રકાર અને સામાજિક-રાજકીય રૂપલક્ષણની બાબતમાં કોમ્યુન રાજ્ય સાથે તેમની એકરૂપતા વિશે, વિચાર નથી કર્યો અને હું જાણે "તાત્કાલિક" ભવિષ્ય માટે કશુંક "ઘડી કાઢતો" હોઉં તેને વિશે વાતો શરૂ કરી દીધી છે. કમનસીબે અંજામ ઘણા મૂડીવાદીઓ તરફથી અજમાવવામાં આવતી રીતને દોહરાવવામાં આવ્યો છે: કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો **શું છે**, તેઓ સંસદીય પ્રજાસત્તાકથી **ઉચ્ચતર** પ્રકાર અંકિત કરે છે કે નહિ, જનતાને **વધારે ઉપયોગી, વધારે લોકશાહીવાદી** છે કે નહિ, સંઘર્ષમાં **વધારે સાનુકૂળ** છે કે નહિ, દાખલા તરીકે અનાજની તંગી વગેરેનો સામનો કરવામાં—એવા વાસ્તવિક, તાકીદના, અને પ્રાણભૂત સવાલ ઉપરથી ધ્યાન "વાસ્તવિક રૂપાંતર ઘડી કાઢવાના" ઠાલાઠમ, વૈજ્ઞાનિક હોવાનો ડોળ કરતા પરંતુ હકીકતમાં પોકળ, અને પંડિતશાઈ મૃત સવાલ ઉપર ફેરવી નાખવામાં આવે છે.

ખોટી રીતે રજૂ કરવામાં આવેલો નકામો સવાલ. હું **માત્ર** આટલું જ, **એકમાત્ર** આટલું જ, "ઘડી કાઢું છું" કે વધારે અનાજ પેદા કરવાની, તેની બહેતર વહેંચણી કરવાની, સિપાહીઓને પુરવઠો એકધારો પૂરો પાડવાની, વગેરે **અમલી** મુશ્કેલ સમસ્યાઓને ઉકેલવાનું કામ કામદારો, સિપાહીઓ, અને કિસાનો અમલદારોની તથા પોલીસની સરખામણીમાં બહેતર કરશે.

મને પાકી ખાતરી છે કે સંસદીય પ્રજાસત્તાકની સરખામણીમાં કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો **લોકસમુદાયોની** સ્વતંત્ર પ્રવૃત્તિને વધારે ઝડપથી અને વધારે અસરકારક રીતે વાસ્તવિકતા બનાવી દેશે (રાજ્યના એ બે પ્રકારોની વધારે વિગતવાર તુલના હું બીજા પત્રમાં કરીશ). તેઓ વધારે અસરકારક, વ્યવહારુ, અને ખરી રીતે નક્કી કરશે કે સમાજવાદની દિશામાં કેવાં **કદમો** ઉઠાવી શકાય અને એ કદમો કેવી રીતે ઉઠાવવાં જોઈએ. બૅંક ઉપર નિયંત્રણ, બધી બૅંકોનું એક જ બૅંકમાં જોડાણ, એ **કંઈ** સમાજવાદ **નથી** પરંતુ સમાજવાદની દિશાનું **કદમ** જરૂર છે. આજે જર્મનીમાં જુંકરો અને મૂડીદાર વર્ગ એવાં કદમો જનતાની વિરુદ્ધ ઉઠાવી રહ્યા છે. કાલે સમગ્ર સત્તા કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોના હાથમાં આવી જાય તો તેઓ એવાં કદમો જનતાના લાભમાં વધારે અસરકારક રીતે ઉઠાવી શકશે.

કઈ બાબતો એવાં કદમોને **આવશ્યક બનાવે** છે?

દુકાળ. આર્થિક ગેરવ્યવસ્થા. તોળાઈ રહેલું પતન. યુદ્ધની ભયાનકતાઓ. યુદ્ધે માનવજાતિને કરેલા જખમોની ભયાનકતાઓ.

કોમરેડ કામેનેવ લેખના અંતમાં જણાવે છે કે "તેને બહોળી ચર્ચાવિચારણામાં પોતાનું ધોરણ અપનાવી લેવડાવવાની આશા છે કારણ કે સામાજિક-લોકશાહીવાદ કોમ્યુનિસ્ટ પ્રચારકોના જૂથમાં પલટાઈ જવા ન માગતો હોય પરંતુ સર્વહારા વર્ગના ક્રાંતિકારી સમુદાયોની પાર્ટી આખર સુધી બની રહેવા માગતો હોય, અને બની રહે એમ કરવું હોય, તો તે જ એકમાત્ર શક્ય ધોરણ છે".

મને લાગે છે કે આ શબ્દોમાં પરિસ્થિતિનું તદ્દન ભૂલભરેલું મૂલ્યાંકન છતું થાય છે. કોમરેડ કામેનેવ "સમુદાયોની પાર્ટી"ની સામે "પ્રચારકોના જૂથ"ને મૂકે છે. પરંતુ "સમુદાયો" હવે "ક્રાંતિકારી" સંરક્ષણવાદનો ભોગ બની ચૂકેલા છે. આ ઘડીએ શું આંતરરાષ્ટ્રવાદીઓ માટે બતાવી આપવાનું યોગ્ય નથી કે તેઓ સમુદાયોની સાથે "રહેવા માગતા" હોવાને બદલે, એટલે કે સામાન્ય રોગચાળાનો ભોગ બની જવાને બદલે, "વ્યાપક" કેફનો સામનો કરી શકે છે? શું આપણે જોઈ નથી ચૂક્યા કે યુરોપના બધા યુદ્ધરત દેશોમાં અંધરાષ્ટ્રવાદીઓએ "સમુદાયોની સાથે રહેવા" માગતા હોવાના આધારે પોતાનું ધોરણ વાજબી ઠરાવવાની કોશિશો કેવી રીતે કરેલી? આપણે "વ્યાપક" કેફની વિરુદ્ધ અમુક વખત પૂરતા લઘુમતીમાં ન રહી શકીએ? હાલના સમયે સર્વહારા વર્ગીય નીતિને સંરક્ષણવાદી અને નિમ્ન-મૂડીવાદી "વ્યાપક" કેફથી **નોખી પાડવામાં** પ્રચારકોનું કાર્ય અગત્યનું બિંદુ નથી બની રહેતું? સંરક્ષણવાદી રોગચાળા માટેના સાનુકૂળ સંજોગોમાંનો એક સમુદાયોની અંદર વર્ગીય તફાવતોની કશી ગણતરી વગર સર્વહારા અને બિનસર્વહારા સમુદાયોના એવા મિશ્રણનો જ હતો. **સર્વહારા વર્ગીય** નીતિની હિમાયત કરતા "પ્રચારકોના જૂથ"ની વાત તુચ્છકારથી કરવાનું બહુ રૂડું નથી દેખાતું.

૧૯૧૭ના એપ્રિલની ૮મી અને ૧૩મી (૨૧મી અને ૨૬મી) તારીખ દરમિયાન લિખિત

સંગૃહીત કૃતિઓ ગ્રંથ ૨૪, પૃષ્ઠ ૪૨-૫૪

૧૯૧૭ના એપ્રિલમાં પેત્રોગ્રાદમાં 'પ્રીબોઈ' પ્રકાશકો તરફથી પુસ્તિકાના રૂપમાં પ્રકાશિત

## આપણી ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યો

(સર્વહારા વર્ગની પાર્ટીના કાર્યક્રમનો ખરડો)

રશિયા હાલ ઈતિહાસની જે ઘડીમાંથી પસાર થઈ રહ્યું છે તેનાં મુખ્ય લક્ષણો નીચે મુજબ છે:

### થઈ ચૂકેલી ક્રાંતિનું વર્ગીય સ્વરૂપ

૧. સમગ્ર રાજ્ય તંત્ર (સેના, પોલીસ, અને નોકરશાહી) ઉપર કાબૂ ધરાવતા ગણતર સામંતી જમીનદારોનું પ્રતિનિધિત્વ કરતી પુરાણી ઝારશાહી સત્તાને ઉથલાવી પાડવામાં આવી છે પરંતુ પૂરેપૂરી ખતમ નથી કરવામાં આવી. રાજશાહીને રીતસર નાબૂદ નથી કરવામાં આવી, રોમાનોવ ટોળકીના રાજશાહી કાવાદાવા ચાલુ છે. સામંતી જાગીરદારોની વિશાળ જમીન જાયદાદો નાબૂદ નથી કરી નાખવામાં આવી.

૨. રશિયામાં રાજ્ય સત્તા નવા **વર્ગના**, અર્થાત્ મૂડીદારોના અને મૂડીદાર બની ગયેલા જમીનદારોના, હાથમાં ચાલી ગઈ છે. રશિયામાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ **એટલા પ્રમાણમાં** પૂરી થઈ ગઈ છે.

મૂડીદાર વર્ગે સત્તા હાથમાં લઈને ઉઘાડા રાજશાહીવાદીઓ જોડે, ૧૯૦૬-૧૪ દરમિયાન ખૂની નિકોલાઈ અને જલ્લાદ સ્તોલીપિનને અસાધારણ ઉત્સાહભર્યો ટેકો આપવા બદલ નામચીન રાજશાહીવાદીઓ (ગુચ્કોવ અને કેડેટોથી[18] મવાળ તરફના બીજા રાજકારણીઓ) જોડે, જૂથ બનાવ્યું છે (એકસંપી કરી છે). લ્વોવ અને કંપનીની નવી મૂડીવાદી સરકારે રશિયામાં રાજશાહી ફરી સ્થાપવાના આશયે રોમાનોવો સાથે વાટાઘાટોના પ્રયાસો કર્યા છે અને વાટાઘાટો શરૂ કરી દીધી છે. એ સરકાર ક્રાંતિકારી વાગાડંબરની આડશ લઈને અગત્યનાં પદોએ પુરાણા શાસનના તરફદારોને નીમી રહી છે. તે સમગ્ર રાજ્ય તંત્રને (સેના, પોલીસ, અને નોકરશાહી) સુધારવાની કોશિશ બને એટલી ઓછી કરે છે અને તેણે રાજ્ય તંત્ર મૂડીદાર વર્ગને સુપરત કરી દીધું છે. ક્રાંતિની ખરી સફળતાની **એકમાત્ર** ગૅરંટી લોકવ્યાપી

કદમની ક્રાંતિકારી પહેલકદમીમાં **અને** જનતા દ્વારા **નીચેથી** સત્તા કબજે કરી લેવામાં છે, અને નવી સરકારે તેમાં દરેક રીતે અવરોધો ઊભા કરવાનું ક્યારનું શરૂ કરી દીધું છે.

આ સરકારે બંધારણસભા ભરવાની તારીખ હજી સુધી નક્કી નથી કરી. સામંતી ઝારશાહીનો ભૌતિક પાયો બની રહેતી જમીનજાગીરોને તે આંગળી પણ નથી અડાડતી. ઇજારદારી નાણાકીય સંસ્થાઓ, મોટી બૅંકો, મૂડીદારોની સિંડિકેટો તથા કાર્ટેલો, વગેરેનાં કરતૂતોની તપાસ કરવાનો અને તપાસનાં પરિણામો જાહેર કરવાનો, અથવા તેમની ઉપર નિયંત્રણ લગાવવાનો, વિચાર પણ આ સરકાર નથી કરતી.

નવી સરકારમાં અગત્યનાં સ્થાનો, નિર્ણાયક પ્રધાનપદો (ગૃહ મંત્રાલય, યુદ્ધ મંત્રાલય, એટલે કે સેના, પોલીસ, અને નોકરશાહી ઉપર કાબૂ—જનતા ઉપર જુલમ વરસાવવાના આખા તંત્ર ઉપર કાબૂ) ઉઘાડા રાજશાહી-વાદીઓ તેમ જ મોટી જમીનજાગીરોની પદ્ધતિને ટેકો આપનારાઓના હાથમાં છે. કેડેટોને, એક દિવસ જૂના પ્રજાસત્તાકવાદીઓને, પોતાની મરજી વિરુદ્ધ પ્રજાસત્તાકવાદીઓને, ગૌણ પદો આપવામાં આવ્યાં છે, જનતા ઉપર **કાબૂ રાખવા** જોડે અથવા રાજ્ય સત્તાના તંત્ર જોડે કશો સીધો સંબંધ ન ધરાવતાં પદો આપવામાં આવ્યાં છે. કેરેન્સ્કીને, ત્રુદોવીકોના[19] પ્રતિનિધિને, અને "મનસૂબે સમાજવાદી"ને રણકતી વાગ્ધારા વડે જનતાની સાવધાની તથા ધ્યાનને ઢીલાં બનાવી દેવા સિવાય બીજી કશી કામગીરી નથી.

એ બધાં કારણોસર આ સરકાર આંતરિક નીતિના ક્ષેત્રમાં પણ સર્વહારા વર્ગના વિશ્વાસને લાયક નથી, અને આ સરકારને સર્વહારા વર્ગ તરફથી કોઈ જાતનો ટેકો આપી શકાય જ નહિ.

## નવી સરકારની વિદેશનીતિ

૩. વસ્તુગત સંજોગોએ હવે મોખરે આણી દીધેલા વિદેશનીતિના ક્ષેત્રમાં નવી સરકાર સામ્રાજ્યવાદી યુદ્ધને, મૂડીવાદી લૂંટના ભાગલા ખાતર અને નાનાં તથા નબળાં રાષ્ટ્રોને ગુલામીમાં જકડી લેવા ખાતર સામ્રાજ્યવાદી સત્તાઓ—બ્રિટન, ફ્રાંસ, તથા બીજી—જોડે એકસંપીમાં લડવામાં આવતા યુદ્ધને, ચાલુ રાખવાની તરફેણ કરે છે.

રૂસી મૂડીવાદનાં અને તેના જોરદાર રખેવાળ તથા સ્વામીનાં — અંગ્રેજ-ફ્રેંચ મૂડીવાદનાં, દુનિયામાં સૌથી દોલતમંદ મૂડીવાદનાં — હિતોને આધીન બની ગયેલી નવી સરકારે, સિપાહીઓ અને કામદારોના પ્રતિનિધિઓની સોવિયેત મારફત રશિયાની પ્રજાઓની દેખીતી બહુસંખ્યા વતી તદ્દન સ્પષ્ટ રૂપે વ્યક્ત કરવામાં આવેલી મુરાદો છતાં, મૂડીદારોના હિતમાં ચલાવવામાં આવતી પ્રજાઓની કતલને બંધ કરાવવાનાં કોઈ વાસ્તવિક કદમો ઉઠાવ્યાં નથી. તેણે દેખીતા ધાડપાડુ સ્વરૂપની ગુપ્ત સંધિઓ (ઈરાનના ભાગલા વિશે, ચીનમાં લૂંટફાટ વિશે, તુર્કીમાં લૂંટફાટ વિશે, ઑસ્ટ્રિયાના ભાગલા વિશે, પૂર્વ પ્રશિયા કબજે કરી લેવા વિશે, જર્મન સંસ્થાનો કબજે કરી લેવા વિશે, વગેરે) પ્રગટ પણ નથી કરી, અને સૌ જાણે છે કે એ સંધિઓ રશિયાને અંગ્રેજ-ફ્રેંચ ધાડપાડુ સામ્રાજ્યવાદી મૂડી જોડે જકડી રાખે છે. ઝારશાહીએ બીજા જુલમગારો અને આપખુદશાહો કરતાં વધારે રાષ્ટ્રોને સદીઓ સુધી લૂંટ અને જુલમનો ભોગ બનાવ્યાં છે, અને તેણે ખાલી જુલમ જ નથી વરસાવ્યો પરંતુ મહાન રૂસી રાષ્ટ્રને બીજાં રાષ્ટ્રોનું હત્યારું બનાવીને નામોશી તથા હતાશામાં ધકેલી દેવાનું કરતૂત પણ કર્યું છે, એવી ઝારશાહીએ કરેલી એ સંધિઓને નવી સરકારે **બહાલી આપી છે**.

નવી સરકારે એ શરમજનક ધાડપાડુ સંધિઓને બહાલી આપી છે અને, કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેત મારફત વ્યક્ત થયેલી રશિયાની પ્રજાઓની બહુસંખ્યાની સ્પષ્ટ માગણી છતાં, સઘળાં યુદ્ધરત રાષ્ટ્રોને જંગમોકૂફીની દરખાસ્ત નથી કરી. તેણે ગંભીર, રણકતી, આડંબરી, પરંતુ તદ્દન ઠાલીઠમ જાહેરાતો અને વાગ્ધારાનો, મૂડીવાદી મુત્સદ્દીઓને હોઠેથી પીડિત લોકોના વિશ્વાસી તથા ભોળા સમુદાયોને છેતરવાની કામગીરી હંમેશાં બજાવતી રહેલી અને હજી બજાવતી જાહેરાતો અને વાગ્ધારાનો, આશરો લઈને એ સવાલને ટાળ્યો છે.

૪. એટલે નવી સરકાર વિદેશનીતિના ક્ષેત્રમાં જરાક સરખાયે વિશ્વાસને લાયક નથી એટલું જ નહિ પરંતુ તે રશિયાની પ્રજાનો શાંતિ માટેનો નિર્ધાર ઘોષિત કરે, પ્રાદેશિક ઇજાફતો તજી દે, વગેરે જેવી માંગો ચાલુ રાખવાથી તો અમલમાં જનતા જોડે ખાલી કપટ જ થાય, લોકોને ખોટી આશાઓ બંધાય, અને તેમનાં મનમાં સ્પષ્ટતા આણવામાં ઢીલ થાય. એથી તેમને યુદ્ધ ચાલુ રાખવા આડકતરી રીતે પટાવી લેવા જેવું થાય. યુદ્ધનું સાચું સામાજિક સ્વરૂપ નેક ઇરાદાઓના આધારે નહિ પરંતુ યુદ્ધ લડતી સરકારના વર્ગીય

સ્વરૂપના આધારે, આ સરકાર તરફથી પ્રતિનિધિત્વ પામતા વર્ગ અને રશિયા, બ્રિટન, ફ્રાંસ, વગેરેની સામ્રાજ્યવાદી નાણાકીય મૂડી વચ્ચેના જોડાણના આધારે, એ વર્ગે અપનાવેલી **ખરી અને વાસ્તવિક નીતિના આધારે**, નિર્ધારિત થાય છે.

## દ્વિવિધ સત્તાનું વિશિષ્ટ સ્વરૂપ અને વર્ગીય મહત્ત્વ

૫. આપણી ક્રાંતિનું મુખ્ય લક્ષણ, એકદમ અનિવાર્ય રીતે ઊંડો વિચાર માગી લેતું લક્ષણ, ક્રાંતિના વિજય પછી છેક આરંભના દિવસોમાં જ ઉદય પામેલી **દ્વિવિધ સત્તાનું** છે.

એ દ્વિવિધ સત્તા **બે** સરકારોના અસ્તિત્વમાં સાફ નજરે પડે છે: એક તો મુખ્ય, ખરી, મૂડીદાર વર્ગની વાસ્તવિક સરકાર છે, લ્વોવ અને કંપનીની "કામચલાઉ સરકાર" છે, સત્તાનાં સઘળાં સંઘટનો એ સરકારના હાથમાં છે; બીજી સરકાર પૂરક અને સમાંતર સરકાર છે, કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતના રૂપમાં "નિયંત્રક" સરકાર છે, એ સરકારના હાથમાં રાજ્ય સત્તાનાં કોઈ સંઘટનો નથી, પરંતુ તે જનતાની દેખીતી અને નિર્વિવાદ બહુમતીના ટેકા ઉપર, હથિયારબંધ કામદારો અને સિપાહીઓ ઉપર, સીધી રીતે આધારિત છે.

એ દ્વિવિધ સત્તાનું વર્ગીય મૂળ અને વર્ગીય મહત્ત્વ નીચે મુજબ છે: ૧૯૧૭ના માર્ચની રૂસી ક્રાંતિએ ઝારની સમગ્ર રાજશાહીને સાફ કરી નાખી એટલું જ નહિ, સમગ્ર સત્તા મૂડીદાર વર્ગને સુપરત કરી દીધી એટલું જ નહિ, પરંતુ તે સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીની **નજીક પણ પહોંચી ગઈ**. કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગાદની અને બીજી, સ્થાનિક, સોવિયેતો ચોક્કસ રૂપે એવી સરમુખત્યારી (એટલે કે કાનૂન ઉપર નહિ પરંતુ વસતિના હથિયારબંધ સમુદાયોના જોર ઉપર સીધી રીતે આધારિત સત્તા), ચોક્કસ રૂપે ઉપરોક્ત વર્ગોની સરમુખત્યારી, અંકિત કરે છે.

૬. રૂસી ક્રાંતિનું બીજું ખૂબ જ મહત્ત્વનું લક્ષણ એ હકીકતમાં છે કે સિપાહીઓ અને કામદારોના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેત, પરિસ્થિતિના બધા નિર્દેશો મુજબ મોટા ભાગની સ્થાનિક સોવિયેતોનો વિશ્વાસ ધરાવતી સોવિયેત, **આપમેળે** રાજ્ય સત્તા મૂડીદાર વર્ગને અને

**તેની** કામચલાઉ સરકારને સુપરત કરી રહી છે, આપમેળે સર્વોપરિતા કામચલાઉ સરકારને **સોંપી રહી છે**, તેને ટેકો આપવાના કરારથી બંધાઈ ગઈ છે, અને પોતાની ભૂમિકાને બંધારણસભાના સંમેલનના નિરીક્ષણ પૂરતી, દેખરેખ પૂરતી, મર્યાદિત બનાવી રહી છે (કામચલાઉ સરકારે બંધારણસભા ભરવાની તારીખ હજુ સુધી જાહેર પણ નથી કરી).

આ અદ્ભુત લક્ષણનું, આવા રૂપમાં ઈતિહાસમાં અપૂર્વ લક્ષણનું, પરિણામ એકીસાથે **બે** સરમુખત્યારીઓના **આંતરગઠનમાં** આવ્યું છે: મૂડીદાર વર્ગની સરમુખત્યારી (કારણ કે લ્વોવ અને કંપનીની સરકાર સરમુખત્યારી છે, એટલે કે કાનૂન ઉપર આધારિત નહિ, જનતાની અગાઉથી જાહેર કરવામાં આવેલી ઇચ્છા ઉપર આધારિત નહિ, પરંતુ ચોક્કસ વર્ગે અર્થાત્ મૂડીદાર વર્ગે, બળજોરીથી જમાવેલા કબજા ઉપર આધારિત સત્તા છે) અને સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની સરમુખત્યારી (કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેત).

એ વાતમાં જરા પણ શંકાને સ્થાન નથી કે એવું "આંતરગઠન" લાંબો વખત ચાલુ રહી **શકે નહિ**. રાજ્યમાં બે સત્તાઓ **અસ્તિત્વમાં રહી શકે નહિ**. બેમાંથી એક ખતમ થાય જ, અને સમગ્ર રૂસી મૂડીદાર વર્ગ સિપાહીઓ અને કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતોને સત્તાથી અળગી કરી દેવાની અને નબળી બનાવી દેવાની, શૂન્યમાં પલટાવી નાખવાની, અને મૂડીદાર વર્ગની અખંડ સત્તા સ્થાપવાની સખતમાં સખત મહેનત ક્યારનો કરી રહ્યો છે.

દ્વિવિધ સત્તા તો ક્રાંતિના વિકાસમાં, તે સાધારણ મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિથી આગળ નીકળી ગઈ હોય **પરંતુ** સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની "વિશુદ્ધ" સરમુખત્યારી સુધી **હજી ન પહોંચી હોય** એવા સંજોગોમાં, કેવળ **સંક્રમણાત્મક** તબક્કાને જ વ્યક્ત કરે છે.

એવી સંક્રમણાત્મક અને અસ્થાયી પરિસ્થિતિનું વર્ગીય મહત્ત્વ (અને વર્ગીય ખુલાસો) આ મુજબ છે: બધી ક્રાંતિઓની જેમ આપણી ક્રાંતિમાં પણ ઝારશાહી સામે સંઘર્ષ માટે જનતા તરફથી વધારેમાં વધારે પરાક્રમ તથા કુરબાનીની જરૂર પડી, વળી તેણે તત્કાળ અભૂતપૂર્વ વિશાળ સંખ્યામાં સાધારણ નાગરિકોને **આંદોલનમાં ખેંચી લીધા**.

વિજ્ઞાન અને અમલી રાજકારણની દૃષ્ટિએ જોતાં દરેક ખરી ક્રાંતિની મુખ્ય નિશાનીઓમાંની એક એવી હોય છે કે રાજકીય જીવનમાં તથા

**રાજ્યની સંઘટનામાં** સક્રિય, સ્વતંત્ર, અને અસરકારક ભાગ લેવાનું શરૂ કરનારા "સાધારણ નાગરિકો"ની સંખ્યામાં અસાધારણ રૂપે ઝડપી, એકાએક, અને અણધાર્યો વધારો થઈ જાય છે.

રશિયામાં એવી જ હાલત છે. હાલના સમયે રશિયા જાણે ખદખદી રહ્યું છે. દસ વરસથી રાજકીય નીંદરમાં પડેલા અને ઝારશાહીના ભયંકર જુલમથી તેમ જ જમીનદારો તથા મૂડીદારોને ખાતર કરવી પડતી અમાનુષી મહેનતથી રાજકીય રીતે કચડાયેલા લાખોકરોડો લોકો **જાગી ગયા છે** અને ઉત્સુકતાથી રાજકારણમાં **સામેલ થઈ ગયા છે.** એ લાખોકરોડો લોકો કોણ છે? મોટે ભાગે નાના માલિકો, નાના મૂડીદારો, મૂડીદારો અને રોજી--કામદારોની વચ્ચે જોવા મળતા લોકો. યુરોપના બધા દેશોમાં રશિયા નાના મૂડીદારોની સૌથી વધારે સંખ્યા ધરાવતો દેશ છે.

નાના મૂડીદારોનો વિરાટ જુવાળ દરેક ઠેકાણે ફેલાઈ ગયો છે અને કેવળ સંખ્યાના જોરના આધારે જ નહિ પરંતુ વૈચારિક દૃષ્ટિએ પણ વર્ગજાગૃત સર્વહારાઓની ઉપર છવાઈ ગયો છે, એટલે કે તેણે કામદારોનાં બહુ વ્યાપક વર્તુળોને નિમ્ન-મૂડીવાદી રાજકીય દૃષ્ટિકોણનો ચેપ અને રંગ લગાડી દીધો છે.

નાના મૂડીદારો વાસ્તવિક જીવનમાં મૂડીદાર વર્ગ ઉપર અવલંબિત હોય છે કારણ કે તેઓ સર્વહારાઓની જેમ નહિ પરંતુ માલિકોની જેમ (સામાજિક **ઉત્પાદનમાં** તેમના **સ્થાનની** દૃષ્ટિએ) જીવતા હોય છે અને દૃષ્ટિકોણની બાબતમાં મૂડીદાર વર્ગને અનુસરતા હોય છે.

મૂડીદારોમાં (શાંતિ અને સમાજવાદના બદતરીન દુશ્મનોમાં) તર્કરહિત વિશ્વાસ રાખવાનું વલણ વર્તમાન સમયે રશિયામાં **પ્રજાકીય સમુદાયોના** રાજકારણમાં લાક્ષણિક છે. એ તો યુરોપના બધા દેશોમાં નાના મૂડીદારોની સૌથી વધારે સંખ્યા ધરાવતા દેશની સામાજિક તથા આર્થિક જમીનમાં ક્રાંતિકારી ઝડપથી **ઊગેલું** ફળ છે. કામચલાઉ સરકાર અને કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેત વચ્ચેના **"કરાર"નો** (હું ભારપૂર્વક જણાવું છું કે મારો નિર્દેશ વધારે તો રીતસરના કરાર તરફ નહિ પરંતુ **વાસ્તવિક** ટેકા તરફ છે, ખામોશ સમજણ તરફ છે, તર્કરહિત વિશ્વાસથી પ્રેરાયેલા સત્તાના ત્યાગ તરફ છે), ગુચકોવોને મલાઈનો લોંદો — ખરી સત્તા — અને સોવિયેતને ખાલી વાયદા, માનમરતબા (હાલ પૂરતા), ખુશામત, વાગ્ધારા, ખાતરીઓ, અને કેરેન્સ્કીઓનાં નમન તથા કુર્નિશ આપતા કરારનો, **વર્ગીય** આધાર એ જ છે.

બીજી તરફ આપણને રશિયામાં સર્વહારા વર્ગની અપૂરતી સંખ્યા શક્તિ અને અપૂરતી વર્ગજાગૃતિ તથા સંગઠિતતા જોવા મળે છે.

સમાજવાદી-ક્રાંતિકારીઓ સમેત બધી નરોદવાદી પાર્ટીઓ[20] હંમેશાં નિમ્ન-મૂડીવાદી રહી છે. સંગઠન સમિતિની (છેઇદ્ઝે, ત્સેરેતેલી, વગેરે) પાર્ટીની બાબતમાં પણ એમ જ છે. બિનપાર્ટી ક્રાંતિકારીઓ (સ્તેકલોવ અને બીજા) પણ એવી જ રીતે જુવાળને વશ થઈ ગયા છે અથવા તેનો સામનો કરી શક્યા નથી, તેમને એમ કરવાનો વખત મળ્યો નથી.

## ઉપરોક્તમાંથી ફલિત કાર્યનીતિનું વિશિષ્ટ સ્વરૂપ

૭. માર્ક્સવાદીને અલગ અલગ વ્યક્તિઓ વગેરે નહિ પરંતુ વસ્તુગત હકીકતો, લોકસમુદાયો તથા વર્ગોની સ્થિતિ, લક્ષમાં લેવાની હોય છે એટલે તેની દૃષ્ટિમાં તો વાસ્તવિક પરિસ્થિતિનું ઉપર વર્ણવેલું વિશિષ્ટ સ્વરૂપ **વર્તમાન** સમયની કાર્યનીતિનું વિશિષ્ટ સ્વરૂપ નિર્ધારિત કરે જ.

પરિસ્થિતિની એ વિશિષ્ટતા સૌપ્રથમ તો "ક્રાંતિકારી-લોકશાહીવાદી વાણીવિલાસના મીઠા જળમાં સરકો અને પિત્ત રેડવાનું" (આપણી પાર્ટીની કેંદ્રીય સમિતિના મારા સાથી સભ્ય તેઓદોરોવિચે પેત્રોગ્રાદમાં રેલવે કર્મચારીઓ અને કામદારોની અખિલ રૂસી કૉંગ્રેસના ગઈકાલના અધિવેશનમાં એકદમ સમુચિત રીતે જણાવેલું તેમ) જરૂરી બનાવે છે. આપણું કાર્ય ટીકાનું, નિમ્ન-મૂડીવાદી સમાજવાદી-ક્રાંતિકારી તથા સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓની ભૂલો **સમજાવવાનું**, **સભાન**-સર્વહારા વર્ગીય કોમ્યુનિસ્ટ પાર્ટીનાં તત્ત્વોને તૈયાર કરવા તથા એકસૂત્રે સાંકળી લેવાનું, અને સર્વહારા વર્ગને "સામાન્ય" નિમ્ન-મૂડીવાદી કેફથી **ઉગારી લેવાનું** હોવું જોઈએ.

આમાં પ્રચાર કાર્યથી "વધારે" કંઈ "નથી" **લાગતું** પરંતુ વાસ્તવમાં તે એકદમ **અમલી ક્રાંતિકારી** કાર્ય છે કારણ કે જે ક્રાંતિ બહારના અવરોધોને **લીધે નહિ**, મૂડીદાર વર્ગના **જુલમને** (ગુચકોવ તો સિપાહીઓના સમુદાય ઉપર જુલમ વરસાવવાની હજી ખાલી ધમકી જ આપી રહ્યો છે) **લીધે નહિ**, **પરંતુ** જનતાના તર્કરહિત વિશ્વાસને **લીધે** સ્થિર બની ચૂકી છે, વાણીવિલાસથી રૂંધાઈ ગઈ છે, "મોકાની વાટ" જોતી રહે છે, તેને આગળ ધપાવવાનું શક્ય નથી.

કેવળ એ તર્કરહિત વિશ્વાસને પહોંચી વળીને (અને આપણે તેને માત્ર વૈચારિક રીતે, સાથીભાવી સમજાવટ થકી, તથા **અનુભવના બોધપાઠો** બતાવીને પહોંચી વળવું જોઈએ) જ આપણે પ્રવર્તિત **ક્રાંતિકારી વાણીવિલાસની રંગલીલાથી** છુટકારો મેળવી શકીએ અને સર્વહારા વર્ગની તથા સામાન્ય સમુદાયની જાગૃતિને તેમ જ **વિસ્તારોમાં** તેમની હિંમતભરી તથા દૃઢનિશ્ચયી પહેલકદમીને — આઝાદીઓ, લોકશાહી, તથા સમગ્ર જમીન ઉપર જનતાની માલિકીના સિદ્ધાંતની સ્વતંત્ર સિદ્ધિ, વિકાસ, તથા દૃઢીકરણને — પ્રવેગ આપી શકીએ.

૮. મૂડીદારો અને જમીનદારોની સરકારોના દુનિયાભરના અનુભવમાં લોકોને તાબેદારીમાં જકડી રાખવાની **બે** રીતો ઘડાઈ છે. પહેલી રીત જોરજુલમની છે. મોટા દંડૂકાવાળા નિકોલાઈ તરીકે નામચીન નિકોલાઈ પહેલાએ અને ખૂની તરીકે નામચીન નિકોલાઈ બીજાએ રૂસી જનતાને બતાવી આપ્યું કે એવાં જલ્લાદોનાં કરતૂતોની બાબતમાં વધારેમાં વધારે કેટલું કરી શકાય અને કેટલું ન કરી શકાય. પરંતુ લોકસમુદાયોની હારબંધ મહાન ક્રાંતિઓ તથા ક્રાંતિકારી ચળવળોમાંથી "પાઠ ભણી ચૂકેલા" બ્રિટિશ અને ફ્રેંચ મૂડીદાર વર્ગે સરસ ઘડી કાઢેલી બીજી એક રીત પણ છે. એ રીત છળ, ખુશામત, રૂડી વાણી, લાખોની સંખ્યામાં વચનો, તથા મામૂલી નવાજિશોની તેમ જ અગત્યનું રાખી લઈને બિનઅગત્યનું રાહતો તરીકે આપી દેવાની રીત છે.

રશિયાની વર્તમાન પરિસ્થિતિનું વિશિષ્ટ લક્ષણ પહેલી રીતમાંથી બીજી રીતમાં, જનતાની ઉપર ખોફનાક જુલમમાંથી જનતાની **ખુશામત** અને વચનોના આધારે છેતરપિંડીમાં, પુરઝડપે સંક્રમણનું છે. વાસ્કા બિલાડો સાંભળે છે બધુંય, પણ ખાવાનું ચાલુ રાખે છે. મિલ્યુકોવ અને ગુચકોવ સત્તા હાથમાં રાખે છે, મૂડીદારોના નફાની રખેવાળી કરે છે, રૂસી અને અંગ્રેજ-ફ્રેંચ મૂડીના હિતમાં સામ્રાજ્યવાદી યુદ્ધ ચલાવે છે, અને છેઈદ્ઝે, ત્સેરેતેલી, તથા સ્તેકલોવ જેવા "બબરચીઓની" ધમકીઓ, ઉપદેશ, દુહાઈઓ, વિનવણી, તકાદા, તથા ઘોષણાઓની તકરીરોના જવાબમાં વાયદાઓ, છટાદાર જાહેરાતો, તથા વાગાડંબરી નિવેદનો કરીને છટકી જવા મથે છે... વાસ્કા બિલાડો બધુંય સાંભળે છે, પણ ખાવાનું ચાલુ રાખે છે.[21]

પરંતુ તર્કનો વિશ્વાસમય અભાવ અને તર્કરહિત વિશ્વાસ રોજ રોજ ઓસરતો જશે, ખાસ કરીને સર્વહારાઓ તથા **ગરીબ** કિસાનોમાં, કારણ

કે તેઓ અનુભવમાંથી (તેમની સામાજિક અને આર્થિક સ્થિતિમાંથી) મૂડીદારોમાં વિશ્વાસ ન રાખવાનું શીખતા જાય છે.

નાના મૂડીદારોના આગેવાનોએ જનતાને મૂડીદાર વર્ગમાં વિશ્વાસ રાખતાં શીખવવું "જોઈએ". સર્વહારાઓએ જનતાને મૂડીદાર વર્ગમાં વિશ્વાસ ન રાખતાં શીખવવું જોઈએ.

## ક્રાંતિકારી સંરક્ષણવાદ અને તેનું વર્ગીય મહત્ત્વ

૯. **ક્રાંતિકારી સંરક્ષણવાદને** "લગભગ દરેક ઠેકાણે" ફેલાઈ ગયેલા નિમ્ન-મૂડીવાદી જુવાળની અત્યંત મહત્ત્વની તથા એકદમ સચોટ નિશાની તરીકે ગણવો જોઈએ. તે રૂસી ક્રાંતિની વધારે પ્રગતિ અને સફળતાનો ભયંકરમાં ભયંકર દુશ્મન છે.

એક મુદ્દાના સંબંધમાં નમતું મૂકનારા અને ગૂંચવણમાંથી છૂટી ન શકનારા માણસો ક્રાંતિ માટે નકામા થઈ ગયેલા છે. પરંતુ લોકસમુદાયો તો આગેવાનો કરતાં જુદી રીતે નમતું મૂકે છે, અને તેઓ ગૂંચવણમાંથી **જુદી રીતે**, વિકાસના જુદા ક્રમ થકી, જુદાં સાધનો વડે, છૂટે છે.

ક્રાંતિકારી સંરક્ષણવાદ એક તરફ તો મૂડીદાર વર્ગ થકી લોકસમુદાયોની છેતરપિંડીનું પરિણામ છે, કામદારોના એક વિભાગના તથા કિસાનોના તર્કના વિશ્વાસમય અભાવનું પરિણામ છે, અને બીજી તરફ નાના માલિકનાં હિતો તથા દૃષ્ટિકોણની અભિવ્યક્તિ છે. નાનો માલિક પ્રાદેશિક ઇજાફતો તથા બૅંકોના નફાના સંબંધમાં અમુક પ્રમાણમાં ઉત્સુક હોય છે, અને ઝારશાહીની પરંપરાઓની, રૂસીઓ પાસેથી બીજી પ્રજાઓની વિરુદ્ધ જલ્લાદનાં કામાં કરાવીને તેમને હતાશ બનાવી દેનારી પરંપરાઓની, "પુનિત" રખેવાળી કરે છે.

મૂડીદાર વર્ગ લોકોને છેતરવામાં ક્રાંતિ સંબંધી તેમની ઉમદા ગર્વની લાગણીને પંપાળે છે અને એવો ઢોંગ કરે છે કે ઝારની રાજશાહીનું સ્થાન ગુચકોવ અને મિલ્યુકોવના લગભગ-પ્રજાસત્તાકે લઈ લીધું હોવાથી રશિયાને લાગેવળગે છે ત્યાં સુધી યુદ્ધનું **સામાજિક અને રાજકીય** સ્વરૂપ ક્રાંતિની આ કક્ષાએ પલટાઈ ગયું છે. અને લોકોએ યુગજૂના પુર્વગ્રહોને લીધે એ વાત માની લીધી—થોડો સમય. તેઓ એ પૂર્વગ્રહોના આધારે રશિયાની

બીજી પ્રજાઓને, એટલે કે બિનરૂસી પ્રજાઓને, જાણે રૂસીઓની મિલકત અને ખાનગી જાયદાદ જેવી ગણતા હતા. ઝારશાહીએ રૂસી પ્રજામાં ભરી દીધેલી એવી અધમ હતાશા, બીજી પ્રજાઓને કોઈ હલકી કોટિની, કોઈ "અધિકાર મુજબ" રશિયાની તાબેદારીમાં હોવાની, ગણતાં તેને શીખવનારી એ હતાશા, **તત્કાળ** તો અદૃશ્ય ન જ થઈ શકે.

આપણે માટે જરૂરી છે લોકસમુદાયોને એમ સમજાવવાની **આવડત** કે યુદ્ધનું સામાજિક અને રાજકીય સ્વરૂપ વ્યક્તિઓની કે જૂથોની કે પછી રાષ્ટ્રોની "શુભ કામના"ના આધારે નિર્ધારિત નથી થતું, તેના નિર્ધારણમાં કારણભૂત બાબતો યુદ્ધ ચલાવનારા **વર્ગની** સ્થિતિની, યુદ્ધમાં જેનું સાતત્ય અંકિત થાય એ વર્ગીય **નીતિની**, આધુનિક સમાજમાં વર્ચસ્વી આર્થિક પરિબળ બની રહેતી મૂડીના **સંબંધોની**, આંતરરાષ્ટ્રીય મૂડીના **સામ્રાજ્યવાદી સ્વરૂપની**, નાણા તથા બૅંકોના તેમ જ મુત્સદ્દીગીરીના ક્ષેત્રમાં બ્રિટન તથા ફ્રાંસ ઉપર રશિયાના અવલંબનની, વગેરેની હોય છે. એ હકીકત લોકો સમજી શકે એવી રીતે કાબેલિયતથી સમજાવવાનું કામ **સહેલું નથી**, આપણામાંથી કોઈ તેને ભૂલો કર્યા વગર તત્કાળ પાર ન જ પાડી શકે.

પરંતુ આપણા પ્રચારનો હેતુ, અથવા સારતત્ત્વ, એ જ અને માત્ર એ જ હોવો જોઈએ. ક્રાંતિકારી સંરક્ષણવાદની તરફેણમાં જરાક સરખીયે છૂટછાટ **સમાજવાદનો દ્રોહ** છે, **આંતરરાષ્ટ્રવાદનો** પૂરેપૂરો ત્યાગ છે, પછી તેને ભલે ગમે એટલા સરસ વાગાડંબર તથા "વ્યવહારુ" ગણતરીઓના આધારે વાજબી ઠરાવવામાં આવતી હોય.

"જંગ મુર્દાબાદ!"નું સૂત્ર બેશક ખરું છે. પરંતુ તેમાં હાલની ઘડીનાં વિશિષ્ટ કર્તવ્યોના સ્વરૂપને તેમ જ બહોળા લોકસમુદાયો તરફ **જુદી રીતનો અભિગમ અપનાવવાની** આવશ્યકતાને લક્ષમાં લેવાનું ચૂકી જવાય છે. એ સૂત્ર મને "ઝાર મુર્દાબાદ!"નું સૂત્ર યાદ કરાવે છે. "મઝાના પુરાણા દિવસોમાં" બિનઅનુભવી આંદોલન કાર્યકર એવું સૂત્ર લઈને સીધી તથા સાદી રીતે ગ્રામવિસ્તારમાં પહોંચી જતો અને મહેનતના બદલામાં મેથીપાક ખાઈને પાછો આવતો. ક્રાંતિકારી સંરક્ષણવાદમાં વ્યાપક રૂપે માનતા લોકો વ્યક્તિગત અર્થમાં નહિ પરંતુ વર્ગીય અર્થમાં, એટલે કે જે **વર્ગોને** (કામદારો તથા ગરીબ કિસાનો) પ્રાદેશિક ઇજાફતોથી અને બીજી પ્રજાઓને તાબેદારીમાં જકડી લેવાથી **વાસ્તવિક હકીકતમાં** કશો જ ફાયદો થવાનો નથી એવા વર્ગોના માણસો તરીકે, **પ્રમાણિક** છે. આમાં મૂડીવાદી અને "બૌદ્ધિક"

બિરાદરી જેવું કંઈ જ નથી. એવી બિરાદરી તો બરાબર જાણે છે કે મૂડીના શાસનને તજી દીધા વગર પ્રાદેશિક ઈજાફતોને તજી દેવાનું **શક્ય નથી**, અને તે સરસ વાગાડંબર વડે, અપાર વચનો તથા અખૂટ ખાતરીઓ વડે, બેઈમાનીથી લોકોને છેતરે છે.

સંરક્ષણવાદમાં માનતો સાધારણ આદમી તો બાબતને સામાન્ય માણસની સાદી રીતે નીરખે છે: "મને પ્રાદેશિક ઈજાફતો ન ખપે, પણ જર્મનો મારી ઉપર 'હુમલો કરી રહ્યા છે' એટલે હું તો ઈનસાફી ધ્યેયની રખેવાળી કરું છું, કોઈ જાતનાં સામ્રાજ્યવાદી હિતોની રખેવાળી બિલકુલ નથી કરતો." એવા માણસને ફરીફરીને સમજાવવું જોઈએ કે સવાલ તેની વ્યક્તિગત મરજીઓનો નથી પરંતુ લોકસમુદાયોના, **વર્ગોના**, રાજકીય સંબંધો તથા સ્થિતિઓનો, યુદ્ધ અને મૂડીનાં હિતો તથા બેંકોના આંતરરાષ્ટ્રીય તંત્ર વચ્ચેના જોડાણનો, વગેરેનો છે. સંરક્ષણવાદની સામે કેવળ એવો સંઘર્ષ જ ગંભીર બની રહેશે અને સફળતાની, કદાચ બહુ ઝડપી નહિ પરંતુ ખરી અને દીર્ઘજીવી સફળતાની, ખાતરી ઊભી કરશે.

## યુદ્ધનો અંત કેવી રીતે આણી શકાય?

૧૦. યુદ્ધનો અંત "મરજી મુજબ" ન આણી શકાય. તેનો અંત કોઈ એક યુદ્ધરત દેશના નિર્ણયથી ન આણી શકાય. તેનો અંત એક સંરક્ષણવાદી સિપાહીએ કહેલું તેમ "બૅયોનેટ જમીનમાં ખૂંતાડી દઈને" ન આણી શકાય.

યુદ્ધનો અંત જુદા જુદા દેશોના સમાજવાદીઓ વચ્ચેના "કરારથી", સઘળા દેશોના સર્વહારાઓના "કદમથી", પ્રજાઓની "મંછાથી", વગેરે રીતે આણી શકાય. સંરક્ષણવાદી, અર્ધસંરક્ષણવાદી, તથા અર્ધઆંતરરાષ્ટ્રવાદી અખબારોના લેખો અને અસંખ્ય ઠરાવો, અપીલો, ઘોષણાપત્રો, તેમ જ સિપાહીઓ તથા કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતના ઠરાવોમાં ભરેલા એવી જાતના બધા વાગાડંબરમાં, એવા વાગાડંબરમાં, નાના મૂડીદારોની નકામી, ભોળપણભરી, અને નેક મંછાઓ સિવાય બીજું કશું જ નથી. "શાંતિ માટે પ્રજાઓની મંછાની ચોકસાઈ" કરવા જેવી, સર્વહારા વર્ગનાં ક્રાંતિકારી કદમોના **ક્રમ**, (રૂસી સર્વહારા વર્ગ પછી જર્મન સર્વહારા વર્ગનો

"વારો" આવે છે) જેવી, વગેરે વાતોથી વધારે હાનિકારક બીજું કશું નથી. એ બધું બ્લાંકીપંથ છે, મનગમતાં સ્વપ્નો છે, "રાજકીય ઝુંબેશનો" ખેલ છે, અને વાસ્તવમાં વાસ્કા બિલ્લીની વાર્તાનું ખાલી પુનરાવર્તન જ છે.

યુદ્ધ **કેવળ** ધાડપાડુ મૂડીદારોના હિતમાં જ લડાતું હોવા છતાં અને યુદ્ધથી એકલા તેઓ જ વધારે સમૃદ્ધ બનતા હોવા છતાં તેમની કૂડી મુરાદની પેદાશ નથી. યુદ્ધ તો વિશ્વ મૂડીવાદના અરધી સદીના વિકાસની અને તેના અબજો તાણાવાણા તથા જોડાણોની પેદાશ છે. મૂડીની સત્તાને ઉથલાવી પાડયા વગર અને રાજ્ય સત્તા **બીજા** વર્ગને, સર્વહારા વર્ગને, સુપરત કર્યા વગર સામ્રાજ્યવાદી યુદ્ધમાંથી છટકી નીકળવાનું અને લોકશાહીવાદી, બળજોરી વિનાની, શાંતિ સિદ્ધ કરવાનું **અશક્ય છે.**

૧૯૧૭ની ફેબ્રુઆરી-માર્ચ રૂસી ક્રાંતિથી સામ્રાજ્યવાદી યુદ્ધ આંતરવિગ્રહમાં પલટાવા લાગ્યું. એ ક્રાંતિએ યુદ્ધનો અંત આણવાની દિશામાં **પહેલું** કદમ ઉઠાવ્યું, પરંતુ યુદ્ધનો અંત **નિશ્ચિત બનાવવા** માટે **બીજું** કદમ, રાજ્ય સત્તા સર્વહારા વર્ગને સુપરત કરી દેવાનું કદમ, જરૂરી છે. એથી વિશ્વવ્યાપી પાયા ઉપર "મોરચામાં ગાબડું પડવાની", મૂડીવાદી હિતોના મોરચામાં ગાબડું પડવાની, શરૂઆત થશે; અને સર્વહારા વર્ગ **એ** મોરચામાં ગાબડું પાડીને જ માનવજાતિને યુદ્ધની ભયાનકતાઓથી ઉગારી **શકે** અને શાંતિની ન્યામતો ભેટ ધરી **શકે.**

રૂસી ક્રાંતિએ કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતોનું સર્જન કરીને રૂસી સર્વહારા વર્ગને સીધો એવી રીતે "મોરચામાં ગાબડું પડવાની" સ્થિતિ સુધી **ક્યારનો** પહોંચાડી દીધો છે.

## આપણી ક્રાંતિમાંથી ઉદય પામતું નવા પ્રકારનું રાજ્ય

૧૧. કામદારોના, સિપાહીઓના, કિસાનોના, તથા બીજા પ્રતિનિધિઓની સોવિયેતોને સમજવામાં નથી આવતી તે એવા અર્થમાં કે **રૂસી** ક્રાંતિમાં તેમના વર્ગીય મહત્ત્વ તથા ભૂમિકાની સ્પષ્ટ સમજણ બહુસંખ્યાને નથી. એટલું જ નહિ, તેમને એવા અર્થમાં પણ નથી સમજવામાં આવતી કે તેઓ નવા રૂપનું અથવા સમજો કે **નવા પ્રકારનું રાજ્ય** બની રહે છે.

મૂડીવાદી રાજ્યનો વધારેમાં વધારે પરિપૂર્ણ, વધારેમાં વધારે વિકસિત, પ્રકાર **સંસદીય લોકશાહીવાદી પ્રજાસત્તાકનો** છે: સત્તા સંસદને હસ્તક હોય

છે, રાજ્યનું તંત્ર, વહીવટી માળખું અથવા સંઘટન, પ્રથાગત હોય છે: સ્થાયી સેના, પોલીસ, તથા નોકરશાહી—અને તે વાસ્તવમાં હઠાવી ન શકાય એવી હોય છે, વિશેષાધિકારો ધરાવતી હોય છે, તથા જનતાથી ઊંચી કક્ષાએ સ્થિત હોય છે.

પરંતુ ઓગણીસમી સદીના અંતના સમયથી ક્રાંતિકારી ગાળાઓએ **ઉચ્ચતર** પ્રકારનું લોકશાહીવાદી રાજ્ય રજૂ કર્યું છે જે એંગેલ્સના શબ્દોમાં અમુક બાબતોમાં રાજ્ય મટી જાય છે, "શબ્દના ખરા અર્થમાં રાજ્ય નથી રહેતું".[22] એ પૅરિસ કોમ્યુનના પ્રકારનું રાજ્ય છે, તેમાં જનતાથી અળગી સ્થાયી સેના તથા પોલીસને બદલે ખુદ જનતાને જ સીધી રીતે હથિયારો આપવામાં આવે છે. **એ લક્ષણ જ** પૅરિસ કોમ્યુનનું ખરું સારતત્ત્વ બની રહે છે. મૂડીવાદી લેખકોએ પૅરિસ કોમ્યુનની બહુ ખોટી રજૂઆત અને નાલેશી કરી છે, અને બીજી બાબતોની સાથે સાથે તત્કાળ સમાજવાદ "દાખલ કરવાની" મુરાદ ગલત રીતે તેના નામે ચડાવી દીધી છે.

રૂસી ક્રાંતિએ ૧૯૦૫માં અને ૧૯૧૭માં એવા પ્રકારના રાજ્યનું ઘડતર શરૂ કર્યું. જનતાના પ્રતિનિધિઓની અખિલ રૂસી બંધારણસભા અથવા સોવિયેતોની પરિષદ વગેરેમાં એકસૂત્રે સંકળાયેલું કામદારોના, સિપાહીઓના, કિસાનોના, તથા બીજા પ્રતિનિધિઓની સોવિયેતોનું પ્રજાસત્તાક આપણા દેશમાં હાલ, આ ઘડીએ, **ક્યારનું સિદ્ધ થઈ રહ્યું** છે. તે રાષ્ટ્રના લાખોકરોડો ઇન્સાનોની પહેલકદમીના આધારે સિદ્ધ થઈ રહ્યું છે. કેડેટ પ્રોફેસરો સંસદીય મૂડીવાદી પ્રજાસત્તાક માટે કાયદાઓના ખરડા ઘડી કાઢે ત્યાં સુધી, અથવા નિમ્ન-મૂડીવાદી "સામાજિક-લોકશાહીવાદ"ના મિસ્ટર પ્લેખાનોવ અથવા કાઉત્સ્કી જેવા વેદિયાઓ તથા ઘરેડ-પૂજકો રાજ્ય સંબંધી માર્ક્સવાદી સિદ્ધાંતને વિકૃત બનાવવાનું બંધ કરે ત્યાં સુધી, વાટ જોયા વગર એ લાખોકરોડો ઇન્સાનો પોતાની મેળે, **પોતાની આગવી રીતે**, લોકશાહીનું સર્જન કરી રહ્યા છે.

માર્ક્સવાદ અરાજકતાવાદથી એ દૃષ્ટિએ જુદો પડે છે કે તે સામાન્ય રીતે ક્રાંતિના ગાળામાં અને ખાસ કરીને મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળામાં રાજ્યની અને રાજ્ય સત્તાની **આવશ્યકતાને** સ્વીકારે છે.

માર્ક્સવાદ પ્લેખાનોવ, કાઉત્સ્કી, અને કંપનીના નિમ્ન-મૂડીવાદી તકવાદી "સામાજિક-લોકશાહીવાદ"થી એવી માન્યતાને કારણે જુદો પડે

છે કે એ બે ગાળાઓ દરમિયાન સાધારણ સંસદીય મૂડીવાદી પ્રકારનું રાજ્ય **નહિ** પરંતુ પૅરિસ કોમ્યુનના પ્રકારનું રાજ્ય જરૂરી છે.

એ બીજા પ્રકારના રાજ્ય અને પુરાણા રાજ્ય વચ્ચેના મુખ્ય તફાવતો નીચે મુજબ છે:

સંસદીય મૂડીવાદી પ્રજાસત્તાકમાંથી પાછી રાજશાહી અપનાવી લેવાનું સાવ સહેલું હોય છે (ઈતિહાસ સાબિત કરે છે તેમ) કારણ કે જોરજુલમનું આખું તંત્ર—સેના, પોલીસ, અને નોકરશાહી—અકબંધ રહે છે. કોમ્યુન અને સોવિયેતો એ તંત્રને **તોડી નાખે** છે અને નાબૂદ કરી નાખે છે.

સંસદીય મૂડીવાદી પ્રજાસત્તાક **લોકસમુદાયોના** સ્વતંત્ર રાજકીય જીવનને, છેક તળિયેથી ઉપર સુધી રાજ્યના જીવનની **લોકશાહીવાદી** સંઘટનામાં તેમની સામેલગીરીને, અવરોધે છે અને રૂંધે છે. કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોની બાબતમાં એથી ઊલટું બને છે.

સોવિયેત એવા પ્રકારના રાજ્યને ફરી પેદા કરે છે કે જેને પૅરિસ કોમ્યુન વિકસાવી રહ્યું હતું. માર્ક્સે પૅરિસ કોમ્યુનને "મહેનતકશ લોકોને આર્થિક મુક્તિ અપાવી **શકે** એવા આખરે શોધાયેલા રાજકીય રૂપ"[23] તરીકે વર્ણવ્યું હતું.

આપણને સામાન્ય રીતે કહેવામાં આવે છે કે રૂસી લોકો કોમ્યુન "દાખલ કરવા" હજી તૈયાર નથી. ખેતગુલામોના માલિકોની દલીલ પણ એવી જ હતી, તેમણે દાવો કરેલો કે કિસાનો મુક્તિ માટે હજી તૈયાર નથી. આર્થિક વાસ્તવિકતામાં તેમ જ લોકોની ભારે મોટી બહુસંખ્યાની મનોવૃત્તિમાં પૂરેપૂરાં વિકસી ન ચૂક્યા હોય એવા **કોઈ** સુધારા કોમ્યુન, અર્થાત્ કામદારો અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો, "દાખલ કરતું" નથી, "દાખલ કરવાનો" ઈરાદો ધરાવતું નથી, અને તેણે દાખલ ન કરવા જોઈએ. આર્થિક અવનતિ અને યુદ્ધે પેદા કરેલી કટોકટી જેમ જેમ વધારે ઊંડી બનતી જાય તેમ તેમ યુદ્ધે માનવજાતિને કરેલા ભયંકર જખમોને રુઝાવવામાં **સહાયક બને** એવા એકદમ પરિપૂર્ણ રાજકીય રૂપની આવશ્યકતા વધારે તાકીદની બનતી જાય છે. રૂસી પ્રજાનો સંગઠન અનુભવ જેટલો ઓછો હોય એટલા પ્રમાણમાં વધુ મક્કમપણે આપણે ખાલી મૂડીવાદી રાજકારણીઓ તથા "સુસ્થિત" નોકરશાહો મારફત નહિ પરંતુ **ખુદ લોકો** મારફત સંગઠનાત્મક વિકાસ **શરૂ કરી દેવો** જોઈએ.

આપણે નકલી માર્ક્સવાદના, પ્લેખાનોવ તથા કાઉત્સ્કી અને કંપનીએ

ખોટી રીતે રજૂ કરેલા નકલી માર્ક્સવાદના, પુરાણા પૂર્વગ્રહોને જેટલા વહેલા ફગાવી દઈએ, જેટલા વધારે સક્રિય રીતે લોકોને દરેક ઠેકાણે અને તત્કાળ કામદારો તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો સ્થાપવામાં મદદ કરવા લાગીએ, અને તેમને જીવન **સમગ્ર** રૂપમાં પોતાના કાબૂમાં લઈ લેવામાં મદદ કરીએ, તથા લ્વોવ અને કંપની બંધારણસભા ભરવામાં જેટલી વધારે ઢીલ કરે, એટલા પ્રમાણમાં લોકો માટે (બંધારણસભા મારફત, અથવા લ્વોવ બંધારણસભા ભરવામાં વધારે પડતી ઢીલ કરે તો સ્વતંત્ર રીતે) કામદારો અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની તરફેણમાં નિર્ણય અપનાવવાનું વધારે સહેલું બનશે. ખુદ લોકો તરફથી સંગઠનાત્મક વિકાસના નવા કાર્યમાં શરૂઆતમાં ભૂલો અનિવાર્ય છે, પરંતુ મિસ્ટર લ્વોવે તેડાવેલા કાનૂનના પ્રોફેસરો બંધારણસભા ભરવા, સંસદીય મૂડીવાદી પ્રજાસત્તાક ચાલુ રાખવા, અને કામદારો તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોને રૂંધી નાખવા સંબંધી કાનૂનો ઘડી કાઢે ત્યાં સુધી **વાટ જોવા** કરતાં ભૂલો કરવાનું તથા આગળ ધપવાનું બહેતર છે.

આપણે સંગઠિત બની જઈએ અને પ્રચાર કાબેલિયતથી ચલાવીએ તો કેવળ સર્વહારાઓ જ નહિ પરંતુ નેવું ટકા કિસાનો પણ પોલીસની ફરી સ્થાપનાનો વિરોધ કરશે, હઠાવી ન શકાય એવી અને વિશેષાધિકારી નોકરશાહીનો તેમ જ જનતાથી અલગ સેનાનો વિરોધ કરશે. અને નવા પ્રકારના રાજ્યનું ધોરણ એવું જ છે.

૧૨. પોલીસને બદલે લોક મિલિશિયાની સ્થાપનાનો સુધારો ક્રાંતિના સમગ્ર ક્રમમાંથી પરિણમેલો છે અને તે હાલ રશિયાના મોટા ભાગમાં અમલમાં મુકાઈ રહ્યો છે. આપણે લોકોને સમજાવવું જોઈએ કે સાધારણ પ્રકારની મોટા ભાગની મૂડીવાદી ક્રાંતિઓમાં એ સુધારો હંમેશાં અલ્પજીવી રહ્યો હતો અને મૂડીદાર વર્ગે—અત્યંત લોકશાહીવાદી અને પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગે પણ—પુરાણી ઝારશાહી છાપની પોલીસની, જનતાથી અલગ અને મૂડીદાર વર્ગની સરદારી ધરાવતી તેમ જ જનતાની ઉપર દરેક રીતે જુલમ વરસાવવા શક્તિમાન પોલીસની, ફરી સ્થાપના કરી હતી.

પોલીસની ફરી સ્થાપનાને **અટકાવવાનો** માત્ર એક જ ઉપાય છે, અને એ ઉપાય લોક મિલિશિયાની સ્થાપના કરવાનો તથા તેને સેના જોડે (સ્થાયી સેનાને બદલે પૂરી જનતાને હથિયારો આપવાં) ભેળવી દેવાનો છે. એ મિલિશિયામાં સેવા આપવાની જવાબદારી કોઈ જાતના અપવાદ

વિના પંદરથી પાંસઠ વરસ વચ્ચેની ઉંમરના નર તેમ જ નારી જાતિના તમામ નાગરિકો સુધી વિસ્તારવામાં આવે, એવી અજમાયશી રીતે સૂચિત આયુ મર્યાદાઓને તરુણ તેમ જ વૃદ્ધ લોકોની સામેલગીરી નિર્દેશિત કરતી ગણી લેવામાં આવે તો. મૂડીદારોએ પોતાના કામદારો, નોકરો, વગેરેને મિલિશિયામાં જાહેર સેવાના દિવસોનો પગાર ચૂકવવો જોઈએ. સ્ત્રીઓને કેવળ સામાન્ય રાજકીય જીવનમાં જ નહિ પરંતુ રોજિંદી સાર્વત્રિક જાહેર સેવામાં પણ સ્વતંત્ર ભાગ લેતી ન કરી દેવામાં આવે ત્યાં સુધી સમાજવાદની વાતો તો નકામી છે જ પરંતુ પૂર્ણ અને સ્થાયી લોકશાહીની વાતો પણ નકામી છે. અને સ્ત્રીઓ ખાલી નામ પૂરતી નહિ પરંતુ વાસ્તવમાં પુરુષોની જોડે સમાન સ્થાન ન ધરાવતી હોય ત્યાં સુધી માંદા લોકોની સારવાર, બેઘર બાળકોની સંભાળ, ખોરાક નિરીક્ષણ, વગેરે જેવી "પોલીસ" કામગીરીઓ સંતોષજનક રીતે ન જ થાય.

ક્રાંતિને સલામત રાખવા, મક્કમ બનાવવા, અને વિકસાવવા માટે સર્વહારા વર્ગે લોકો સમક્ષ રજૂ કરવાનાં કર્તવ્યોમાં પોલીસની ફરી સ્થાપનાને અટકાવવાની અને લોક મિલિશિયા સ્થાપવામાં સમગ્ર જનતાની સંગઠન શક્તિઓ લગાવી દેવાની બાબતો સામેલ છે.

## ખેતી અને રાષ્ટ્રો સંબંધી કાર્યક્રમો

૧૩. હાલની વેળાએ ચોક્કસ ન કહી શકાય કે રશિયાના ગ્રામવિસ્તારોમાં નજીકના ભવિષ્યમાં પ્રચંડ ખેતી ક્રાંતિ વિકાસ પામશે કે નહિ. આપણે ચોકસાઈથી ન કહી શકીએ કે કિસાનોની અંદર તડું કેટલું ઊંડું છે. એક તરફ ખેતમજૂરો, રોજી-કામદારો, તથા ગરીબ કિસાનો ("અર્ધ-સર્વહારાઓ") અને બીજી તરફ દોલતમંદ તથા મધ્યમ કિસાનો (મૂડીદારો તથા નાના મૂડીદારો) રૂપે વિભાજનમાં એ તડું તાજેતરમાં નિઃશંક વધારે ઊંડું બન્યું છે. એવા સવાલો તો માત્ર અનુભવમાં જ ઉકેલાશે અને ઉકેલાઈ શકે.

પરંતુ આપણે સર્વહારા વર્ગની પાર્ટીમાં સંગઠિત છીએ એટલે કેવળ ખેતી (જમીન) સંબંધી કાર્યક્રમ તત્કાળ રજૂ કરવા જ નહિ પરંતુ રશિયામાં કિસાન ખેતી ક્રાંતિના **હિતમાં** તત્કાળ સિદ્ધ થઈ શકે એવાં અમલી કદમોની હિમાયત કરવા પણ નિર્વિવાદ રૂપે ફરજથી બંધાયેલા છીએ.

આપણે માંગ ઉઠાવવી જોઈએ કે **બધી** જમીનનું રાષ્ટ્રીયકરણ કરવામાં

આવે, એટલે કે રાજ્યની બધી જમીનને કેંદ્રીય રાજ્ય સત્તાની મિલકત બનાવી દેવામાં આવે. એ સત્તાએ ફેરવહેંચણી જમીન ભંડોળનું પરિમાણ વગેરે નક્કી કરવું જોઈએ, વનોની જાળવણી તથા જમીન સુધાર વગેરે સંબંધી કાનૂનો અપનાવવા જોઈએ, તથા કોઈ પણ માણસને જમીનના માલિક, એટલે રાજ્ય, અને ગણોતિયાની, એટલે ખેડુની, વચમાં પડવાની સખત મનાઈ કરી દેવી જોઈએ (જમીનની પેટા-ગણોતની મનાઈ કરી દેવી જોઈએ). જમીનના **નિકાલની**, જમીનની માલિકી તથા અવધિનું સંચાલન કરતા **સ્થાનિક નિયમો** નક્કી કરવાની, બાબત કોઈ રીતે નોકરશાહો તથા અમલદારોના હાથમાં ન મૂકવી જોઈએ પરંતુ પૂરેપૂરી અને કેવળ **કિસાનોના પ્રતિનિધિઓની** પ્રાદેશિક તથા સ્થાનિક **સોવિયેતોને** હસ્તક રાખવી જોઈએ.

અનાજના ઉત્પાદનની રીતો સુધારવા તથા પેદાશ વધારવા માટે, અને જાહેર નિયંત્રણ હેઠળ મોટા પાયા ઉપર તર્કસંગત ખેડાણ વિકસાવવા માટે, કિસાનોની સમિતિઓની અંદર આપણે જપ્ત થયેલી દરેક જાગીરનું રૂપાંતર એવા આદર્શ ખેતરમાં સાધવાની જહેમતો કરવી જોઈએ કે જે **ખેતમજૂરોના પ્રતિનિધિઓની સોવિયેતના** નિયંત્રણ હેઠળ ચલાવવામાં આવતું હોય.

નિમ્ન-મૂડીવાદી વાણીવિલાસનો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓની અંદર પ્રવર્તિત નીતિનો, ખાસ કરીને "ગુજરાન" ધોરણો અથવા "શ્રમ" ધોરણો તથા "જમીનનું સમાજીકરણ" વગેરે સંબંધી નકામી વાતોનો, સામનો કરવા માટે સર્વહારા વર્ગની પાર્ટીએ સાફ જણાવી દેવું જોઈએ કે પણ્ય ઉત્પાદનની પ્રથા હેઠળ નાના પાયાની ખેતી માનવજાતિને ગરીબી અને જુલમથી કોઈ રીતે **ન જ** ઉગારી **શકે**.

સર્વહારા વર્ગની પાર્ટીએ કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોમાં આવશ્યક રૂપે તત્કાળ ફૂટ પાડયા વગર સમજાવવું જોઈએ કે ખેતમજૂરોના પ્રતિનિધિઓની અલગ સોવિયેતો અને ગરીબ (અર્ધ-સર્વહારા) કિસાનોની અલગ સોવિયેતો સ્થાપવાનું જરૂરી છે, અથવા, ઓછામાં ઓછું, કિસાનોના પ્રતિનિધિઓની સામાન્ય સોવિયેતોની અંદર અલગ અલગ જૂથો કે પાર્ટીઓના રૂપમાં **એવા વર્ગીય દરજ્જાના** પ્રતિનિધિઓનાં નિયમિત અલગ સંમેલનો ભરવાનું જરૂરી છે. નહિતર સામાન્ય રૂપમાં કિસાનોના સંબંધમાં નરોદનીકોની મધઝરતી નિમ્ન-મૂડીવાદી વાતો **મૂડીદારોનો** જ કેવળ એક પ્રકાર બની

રહેતા દોલતમંદ ખેડૂતો તરફથી મિલકતહીન સમુદાયોની છેતરપિંડી આડે પડદાની કામગીરી કરશે.

ઘણા સમાજવાદી-ક્રાંતિકારીઓ તેમ જ કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની કેટલીય સોવિયેતો મૂડીવાદી-ઉદારમતવાદી અથવા નિર્ભેળ નોકરશાહી ઉપદેશ આપે છે અને કિસાનોને બંધારણસભા ભરાય તે પહેલાં જમીનજાગીરો કબજે ન કરી લેવાની તથા જમીન સંબંધી સુધારો ચાલુ ન કરવાની સલાહ આપે છે. તેનો સામનો કરવા માટે સર્વહારા વર્ગની પાર્ટીએ કિસાનોને વિસ્તારોમાં કિસાનોના પ્રતિનિધિઓના નિર્ણયો મુજબ જમીન સંબંધી સુધારો તત્કાળ પોતાની મેળે અમલમાં મૂકવાનું અને જમીનજાગીરો તત્કાળ જપ્ત કરી લેવાનું ઉત્તેજન આપવું જોઈએ.

સાથે સાથે જ, મોરચાના સિપાહીઓ માટે તથા શહેરો માટે ખોરાકનું ઉત્પાદન **વધારવાની** આવશ્યકતાને તેમ જ પશુધન, ઓજારો, યંત્રસામગ્રી, ઈમારતો, વગેરેને કશી ઈજા કે હાનિ પહોંચાડવાનાં કરતૂતોની તદ્દન અક્ષમ્યતાને ભારપૂર્વક જાહેર કરવાની બાબત અત્યંત મહત્ત્વની છે.

૧૪. રાષ્ટ્રોના સવાલના સંબંધમાં સર્વહારા વર્ગની પાર્ટીએ સૌપ્રથમ તો અગાઉ ઝારશાહીના જુલમમાં સબડતાં રહેલાં અથવા રાજ્યમાં બળજોરીથી જોડી દેવામાં આવેલાં અથવા જોરજુલમથી રાજ્યની સરહદોમાં ગોંધી રાખવામાં આવેલાં, મતલબ કે તફડાવી લેવામાં આવેલાં, બધાં રાષ્ટ્રો તથા પ્રજાઓ માટે રશિયાથી અલગ થવાની પૂરી આઝાદીની ઘોષણા તથા તાત્કાલિક સિદ્ધિની હિમાયત કરવી જોઈએ.

પ્રાદેશિક ઈજાફતોના ત્યાગ સંબંધી તમામ નિવેદનો, જાહેરાતો, તથા ઘોષણાપત્રો જો અલગ થવાની આઝાદીની અમલમાં સિદ્ધિ જોડે સંકળાયેલાં ન હોય તો જનતા જોડે મૂડીવાદી છળકપટ સિવાય, અથવા નેક નિમ્ન-મૂડીવાદી મંછાઓ સિવાય, બીજું કશું જ નથી.

સર્વહારા વર્ગની પાર્ટી બને એટલા વિશાળ રાજ્યના સર્જનની જહેમતો કરે છે કારણ કે એથી મહેનતકશ લોકોને ફાયદો થાય છે, તે રાષ્ટ્રોને **પરસ્પર વધારે નિકટ આણવાની** અને તેમનો **વધારે સુમેળ સાધવાની** જહેમતો કરે છે, પરંતુ તે એવું લક્ષ્ય જોરજુલમથી નહિ પણ કેવળ બધાં રાષ્ટ્રોના કામદારો તથા મહેનતકશ લોકોના મુક્ત બંધુભાવી જોડાણ મારફત જ સિદ્ધ કરવા માગે છે.

જેમ જેમ રૂસી પ્રજાસત્તાક વધારે લોકશાહીવાદી બનતું જાય અને

કામદારો તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોના પ્રજાસત્તાકમાં વધારે સફળતાથી સંગઠિત બનતું જાય તેમ તેમ એવા પ્રજાસત્તાક તરફ **સઘળાં** રાષ્ટ્રોના મહેનતકશ લોકોનું **મરજિયાત** આકર્ષણ વધારે જોરદાર બનતું જશે.

અલગ થવાની પૂરી આઝાદી, વધારેમાં વધારે બહોળી સ્થાનિક (તથા રાષ્ટ્રોની) સ્વાયત્તતા, અને રાષ્ટ્રીય લઘુસંખ્યાઓના અધિકારોની વિગતવાર ગૅરંટીઓ—ક્રાંતિકારી સર્વહારા વર્ગનો કાર્યક્રમ એવો છે.

## બૅંકો અને મૂડીવાદી સિંડિકેટોનું રાષ્ટ્રીયકરણ

૧૫. નાના કિસાનોના દેશમાં જ્યાં સુધી વસતિની ભારે મોટી બહુસંખ્યા સમાજવાદી ક્રાંતિની આવશ્યકતાને સમજી ન લે ત્યાં સુધી સર્વહારા વર્ગની પાર્ટી સમાજવાદ "દાખલ કરવાનું" લક્ષ્ય કોઈ પણ સંજોગોમાં ન જ અપનાવી શકે.

પરંતુ "લગભગ માર્ક્સવાદ"ની પાછળ છુપાઈ રહેતા મૂડીવાદી વિંતડાવાદીઓ જ એ તથ્યમાંથી તાત્કાલિક ક્રાંતિકારી કદમોને મુલતવી રાખવાની નીતિનું સમર્થન તારવી શકે. એવાં કદમોની વેળા બરાબર પાકી ગઈ છે. એવાં કદમો **સંખ્યાબંધ મૂડીવાદી રાજ્યો તરફથી યુદ્ધ દરમિયાન** ઘણી ઘણી વાર **ઉઠાવવામાં આવ્યાં** છે અને તોળાઈ રહેલી સર્વાંગી આર્થિક ગેરવ્યવસ્થા તથા દુકાળનો સામનો કરવા માટે તદ્દન અનિવાર્ય હોય છે.

જમીનના તેમ જ બૅંકો તથા મૂડીવાદી સિંડિકેટોના રાષ્ટ્રીયકરણ જેવાં કદમોનો, અથવા, ઓછામાં ઓછું, તેમની ઉપર કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતો વગેરેના **તાત્કાલિક નિયંત્રણની** સ્થાપના જેવાં કદમોનો—કોઈ રીતે સમાજવાદની "સ્થાપના" ન બની રહેતાં કદમોનો—અફર આગ્રહ રાખવો જોઈએ અને જ્યારે શક્ય બને ત્યારે તેમને ક્રાંતિકારી રીતે અમલમાં મૂકવાં જોઈએ. સમાજવાદની દિશાનાં કેવળ સોપાનો બની રહેતાં અને આર્થિક દૃષ્ટિએ એકદમ સાધ્ય એવાં કદમો વગર તો યુદ્ધે કરેલા જખમો રુઝાવવાનું અને તોળાઈ રહેલા પતનથી બચવાનું અશક્ય બની જશે, અને ખાસ હલકટ રીતે "યુદ્ધનો" ફાયદો ઉઠાવીને વધારે દોલતમંદ બની રહેલા મૂડીદારો તથા બૅંકરોના જબ્બર નફા કબજે કરી લેવામાં ક્રાંતિકારી સર્વહારા વર્ગની પાર્ટી કદી અચકાશે નહિ.

## સમાજવાદી ઈન્ટરનૅશનલની અંદર પરિસ્થિતિ

૧૬. રશિયાના કામદાર વર્ગની આંતરરાષ્ટ્રીય જવાબદારીઓ ચોક્કસ રૂપે હવે ખાસ જોરથી મોખરે આવી રહી છે.

આજકાલ તો ફક્ત આળસુ લોકો જ આંતરરાષ્ટ્રવાદમાં નિષ્ઠાની જાહેરાતો નથી કરતા. અંધરાષ્ટ્રવાદી-સંરક્ષણવાદીઓ પણ, પ્લેખાનોવ તથા પોત્રેસોવ પણ, કેરેન્સ્કી પણ, પોતાને આંતરરાષ્ટ્રવાદી કહેવડાવે છે. એટલે સર્વહારા વર્ગની પાર્ટીને માથે વધારે તાકીદની ફરજ આવી પડે છે કે તે શબ્દોમાં આંતરરાષ્ટ્રવાદની સામે કૃત્યોમાં આંતરરાષ્ટ્રવાદને સ્પષ્ટ, ચોકસાઈભરી, અને નિશ્ચિત રીતે રજૂ કરે.

બધા દેશોના કામદારોને ખાલી અપીલો, આંતરરાષ્ટ્રવાદમાં નિષ્ઠાની ઠાલીઠમ ખાતરીઓ, વિવિધ યુદ્ધરત દેશોમાં ક્રાંતિકારી સર્વહારા વર્ગનાં કદમોનો "ક્રમ" નક્કી કરવાના સીધા કે આડકતરા પ્રયત્નો, ક્રાંતિકારી સંઘર્ષના **સવાલ વિશે** યુદ્ધરત દેશોના સમાજવાદીઓ વચ્ચે "કરારો" કરવાની મહેનતભરી મથામણો, શાંતિની ઝુંબેશના **હેતુ માટે** સમાજવાદી કૉંગ્રેસો ભરવાના બધા દેકારા, વગેરે—એવા વિચારો, પ્રયત્નો, તથા યોજનાઓના પ્રણેતાઓ ભલે ગમે એટલા નેકદિલ હોય તોપણ—**વસ્તુગત** મહત્ત્વની દૃષ્ટિએ તો ખાલી વાણીવિલાસ જ છે, અને **બહુ બહુ તો** નિર્દોષ અને નેક મંછાઓ છે, કેવળ અંધરાષ્ટ્રવાદીઓ તરફથી જનતાની **છેતરપિંડીને** છુપાવવાની જ લાયકાત ધરાવતી મંછાઓ છે. સંસદીય નજરબંધીની રીતોમાં સૌથી વધારે ચાલાક તથા પાવરધા **ફ્રેંચ** સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ સમાજવાદ તથા ઈન્ટરનૅશનલના અકલ્પનીય નિર્લજ્જ દ્રોહની **સાથે સાથે** ભાષણખોરી તેમ જ રણકતા શાંતિવાદી તથા આંતરરાષ્ટ્રવાદી વાણીવિલાસનો, સામ્રાજ્યવાદી યુદ્ધ ચલાવતી સરકારમાં પદો સ્વીકારી લેવાનો, ક્રેડિટો **અથવા લોનોની** તરફેણમાં મત આપવાનો (રશિયામાં તાજેતરમાં છેઈદ્ઝે, સ્કોબેલેવ, ત્સેરેતેલી, તથા સ્તેકલોવ કરતા રહ્યા છે તેમ), તેમના **પોતાના દેશમાં** ક્રાંતિકારી સંઘર્ષનો વિરોધ કરવાનો, વગેરેનો વિક્રમ લાંબા સમય પહેલાં તોડી ચૂક્યા છે.

નેક લોકો સામ્રાજ્યવાદી વિશ્વયુદ્ધના પાશવી તથા જંગલી સંજોગોને ઘણી વાર ભૂલી જાય છે. એ સંજોગો વાણીવિલાસને સાંખી નથી લેતા, અને નિર્દોષ તથા નેક મંછાઓની ઠેકડી ઉડાડે છે.

ખરો આંતરરાષ્ટ્રવાદ એક જ અને માત્ર એક જ પ્રકારનો છે — **પોતાનાં** દેશમાં ક્રાંતિકારી આંદોલન તથા ક્રાંતિકારી સંઘર્ષના વિકાસ માટે ખરા દિલે કાર્ય કરવાનો, અને એક પણ અપવાદ વિના દરેક દેશમાં **એ જ સંઘર્ષને**, એ જ અને **માત્ર એ જ** નીતિને, ટેકો આપવાનો (પ્રચાર, હમદર્દી, તથા ભૌતિક મદદ વડે).

એ સિવાય બીજું બધું છળકપટ અને માનીલોવપંથ[24] છે.

યુદ્ધનાં લગભગ બે વરસ દરમિયાન આંતરરાષ્ટ્રીય સમાજવાદી તથા કામદાર વર્ગીય આંદોલનમાં દરેક દેશની અંદર ત્રણ વહેણો વિકાસ પામ્યાં છે. જે કોઈ માણસ **વાસ્તવિકતાને** અવગણે અને એ ત્રણ વહેણોના અસ્તિત્વને સ્વીકારવાનો, તેમનું પૃથક્કરણ કરવાનો, અને ખરેખરા આંતરરાષ્ટ્રવાદી વહેણ ખાતર સુસંગત લડત ચલાવવાનો ઈનકાર કરે તે ચોક્કસ નાકૌવતી, લાચારી, અને ભૂલોમાં અટવાઈ જવાનો.

એ ત્રણ વહેણો આ મુજબ છે:

૧) સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ, એટલે શબ્દોમાં સમાજવાદીઓ અને કૃત્યોમાં અંધરાષ્ટ્રવાદીઓ, સામ્રાજ્યવાદી યુદ્ધમાં (અને સૌપ્રથમ તો હાલના સામ્રાજ્યવાદી યુદ્ધમાં) "પિતૃભૂમિના સંરક્ષણ"ને સ્વીકારનારા લોકો.

એ લોકો આપણા **વર્ગીય** દુશ્મનો છે. તેઓ મૂડીદાર વર્ગના પક્ષે ચાલ્યા ગયા છે.

તેઓ **બધા** દેશોમાં સત્તાવાર સામાજિક-લોકશાહીવાદના મોટા ભાગના સત્તાવાર આગેવાનો છે — રશિયામાં પ્લેખાનોવ અને કંપની, જર્મનીમાં શેઈદેમાનો, ફ્રાંસમાં રેનાઉદેલ, ગેદ, અને સામ્બા, ઇટાલીમાં બિસ્સોલાતી અને કંપની, બ્રિટનમાં હાઈન્ડમેન, ફેબિયનો,[25] અને "લેબરપંથીઓ" ("લેબર પાર્ટી"ના આગેવાનો[26]), સ્વિડનમાં બ્રાંટિંગ અને કંપની, હોલૅંડમાં ત્રુલસ્ત્ર અને તેની પાર્ટી, ડેન્માર્કમાં સ્ટાઉનીંગ અને તેની પાર્ટી, અમેરિકામાં વિકટર બેર્ગેર અને બીજા "પિતૃભૂમિના સંરક્ષકો", વગેરે.

૨) "મધ્યમપંથ" તરીકે ઓળખાતું બીજું વહેણ સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ અને ખરા આંતરરાષ્ટ્રવાદીઓ વચ્ચે ડોલતા રહેતા માણસોનું છે.

"મધ્યમપંથ"ના બધા માણસો સોગન ખાતા અને જાહેરાતો કરતા રહે છે કે પોતે માર્ક્સવાદીઓ અને આંતરરાષ્ટ્રવાદીઓ છે, શાંતિની તરફેણમાં

છે, સરકારોની ઉપર દરેક જાતનું "દબાણ આણવાની" તરફેણમાં છે, પોતાની સરકાર "શાંતિ માટે જનતાની મંછાની ચોકસાઈ" કરે એવી "માંગ" દરેક રીતે ઉઠાવવાની તરફેણમાં છે, તરેહવાર શાંતિ ઝુંબેશોની તરફેણમાં છે, પ્રાદેશિક ઈજાફતો વગર શાંતિની તરફેણમાં છે, વગેરે વગેરે—**અને સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ જોડે શાંતિની તરફેણમાં છે.** "મધ્યમપંથ" "એકતા"ની હિમાયત કરે છે, મધ્યમપંથ ફાટફૂટનો વિરોધ કરે છે.

"મધ્યમપંથ" તો મધઝરતા નિમ્ન-મૂડીવાદી વાણીવિલાસનું, શબ્દોમાં આંતરરાષ્ટ્રવાદ અને કૃત્યોમાં કાયર તકવાદનું તથા સામાજિક-અંધરાષ્ટ્રવાદની ખુશામતનું જગત છે.

બાબતનું હાર્દ એ છે કે "મધ્યમપંથને" પોતાની સરકાર વિરુદ્ધ ક્રાંતિની આવશ્યકતાની ખાતરી નથી, તે ક્રાંતિની હિમાયત નથી કરતો, તે ખરા દિલનો ક્રાંતિકારી સંઘર્ષ નથી ચલાવતો, અને એવા સંઘર્ષને **ટાળવાના** આશયે તદ્દન ચવાઈ ગયેલાં અતિ-"માર્ક્સવાદી" દેખાતાં **બહાનાં** કાઢે છે.

સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ આપણા **વર્ગીય દુશ્મનો** છે, તેઓ કામદાર વર્ગીય આંદોલનની અંદર **મૂડીવાદી** છે. તેઓ કામદાર વર્ગના એવા સ્તર, અથવા જૂથો, અથવા વિભાગોનું પ્રતિનિધિત્વ કરે છે કે જે **વસ્તુગત રીતે** મૂડીદાર વર્ગની લાંચરુશવત ખાય છે (વધારે પગાર, માનમોભાનાં સ્થાનો, વગેરે) અને **પોતાના** મૂડીદાર વર્ગને નાની તથા નબળી પ્રજાઓ ઉપર જુલમ તથા લૂંટફાટનો દોર ચલાવવામાં તેમ જ મૂડીવાદી લૂંટના ભાગલા **માટે** લડવામાં મદદ કરે છે.

"મધ્યમપંથ"ના માણસો કાયદેસરતાના રોગથી ખવાઈ ગયેલા, સંસદીય વાતાવરણથી ભ્રષ્ટ બની ગયેલા, વગેરે પ્રકારના ઘરેડ-પૂજકો છે, સુખસગવડનાં પદો અને હળવાં કામોથી ટેવાઈ ગયેલા નોકરશાહો છે. ઐતિહાસિક અને આર્થિક દૃષ્ટિએ જોતાં તેઓ કોઈ **અલગ** સ્તર નથી પરંતુ કામદાર વર્ગીય આંદોલનના વીતેલા તબક્કામાંથી—૧૮૭૧ અને ૧૯૧૪ વચ્ચેના, અને સર્વહારા વર્ગને ખાસ કરીને મોટા અને બહુ મોટા પાયા ઉપર ધીમા, સતત, અને પદ્ધતિસર સંગઠનાત્મક કાર્યની અનિવાર્ય કલાના સંબંધમાં મૂલ્યવાન એવું ઘણું આપનારા, તબક્કામાંથી—નવા **તબક્કામાં, સામાજિક ક્રાંતિના યુગનો** આરંભ કરનારું પ્રથમ સામ્રાજ્યવાદી

વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં **વસ્તુગત રીતે** આવશ્યક બની ગયેલા તબક્કામાં, કેવળ **સંક્રમણનું** જ પ્રતિનિધિત્વ કરે છે.

"મધ્યમપંથ"નો મુખ્ય આગેવાન અને પ્રવક્તા કાર્લ કાઉત્સ્કી છે. તે બીજી ઈન્ટરનેશનલમાં (૧૮૮૯-૧૯૧૪) અત્યંત અસાધારણ અધિકારિતા ધરાવતો હતો, પરંતુ ૧૯૧૪ના ઑગસ્ટથી માર્ક્સવાદી તરીકે તદ્દન પતનનો નમૂનો છે, અપૂર્વ કાયરતા અને એકદમ કંગાલ દુવિધાઓને તથા દગાખોરીઓને મૂર્ત કરે છે. એ "મધ્યમપંથી" વહેણમાં રાઈખ્સ્ટાગમાં કાઉત્સ્કી, હાઆઝે, લેડેબુર, અને કહેવાતું 'કામદારોનું અથવા કામદાર સામાજિક-લોકશાહીવાદી જૂથ'[27], ફ્રાંસમાં લોંગે, પ્રેસ્માન, અને સામાન્ય રૂપે કહેવાતી "લઘુમતીવાળાઓ"[28] (મેન્શેવિકો), બ્રિટનમાં ફિલિપ સ્નોઉડેન, રામ્સે મૅકડોનલ્ડ, તથા 'સ્વતંત્ર લેબર પાર્ટી'ના[29] બીજા ઘણા આગેવાનો તેમ જ બ્રિટિશ સમાજવાદી પાર્ટીના[30] કેટલાક આગેવાનો, અમેરિકામાં મોરિસ હિલકીટ તથા બીજા કેટલાક, ઈટાલીમાં તુરાતી, ત્રેવેસ, મોદીલ્યાની, તથા બીજા કેટલાક, સ્વિટઝર્લૅંડમાં રોબર્ટ ગ્રીમ્મ તથા બીજા કેટલાક, ઑસ્ટ્રિયામાં વિકટર એડલર અને કંપની, રશિયામાં સંગઠન સમિતિની પાર્ટી, અક્સેલરોદ, માર્તોવ, છેઈદ્ઝે, ત્સેરેતેલી, તથા બીજા કેટલાક, વગેરે સામેલ છે.

સ્વાભાવિક છે કે ક્યારેક ક્યારેક અલગ અલગ વ્યક્તિઓ અજાણતાં જ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણમાંથી "મધ્યમપંથી" ધોરણમાં અને એથી ઊલટા ક્રમમાં સરકી જાય. દરેક માર્ક્સવાદી જાણતો હોય છે કે વ્યક્તિઓ એક વર્ગમાંથી બીજા વર્ગમાં મુક્ત રીતે જતી હોવા છતાં વર્ગો એકબીજાથી નિરાળા હોય છે, એવી જ રીતે વ્યક્તિઓ એક વહેણમાંથી બીજા વહેણમાં મુક્ત રીતે જતી હોવા છતાં અને વહેણોને **ભેળવી દેવાના** તમામ પ્રયત્નો તથા પ્રયાસો છતાં રાજકીય જીવનમાં **વહેણો** એકબીજાથી નિરાળાં હોય છે.

૩) ત્રીજા વહેણનું, ખરા આંતરરાષ્ટ્રવાદીઓના વહેણનું, ઉત્તમ પ્રતિનિધિત્વ "ઉદ્દામ ઝિમ્મરવાલ્ડના જૂથ"માં[31] જોવા મળે છે. (વાચક માટે એ વહેણના ઉદયની જાણકારી સીધી રીતે મેળવવાનું શક્ય બનાવવાના આશયે અમે ૧૯૧૫ના સપ્ટેંબરનું તેનું જાહેરનામું પુરવણી તરીકે ફરી છાપીએ છીએ.)

તેનું વિશિષ્ટ લક્ષણ સામાજિક-અંધરાષ્ટ્રવાદ તથા "મધ્યમપંથ"થી તેની તદ્દન અલગતાનું અને **તેની પોતાની** સામ્રાજ્યવાદી સરકાર તથા **તેના**

**પોતાના** સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગ વિરુદ્ધ પરાક્રમી ક્રાંતિકારી સંઘર્ષનું છે. તેનો સિદ્ધાંત આ મુજબ છે: "આપણો મુખ્ય દુશ્મન ઘરઆંગણે છે." તે મધઝરતા સામાજિક-શાંતિવાદી (સામાજિક-શાંતિવાદી એટલે શબ્દોમાં સમાજવાદી અને કૃત્યોમાં મૂડીવાદી શાંતિવાદી, મૂડીવાદી શાંતિવાદીઓ મૂડીની ધૂંસરી તથા વર્ચસ્વને ફગાવી દીધા **વગર** કાયમી શાંતિનાં સ્વપ્નો સેવતા હોય છે) વાણીવિલાસની સામે તેમ જ વર્તમાન યુદ્ધના **સંબંધમાં** સર્વહારા વર્ગીય ક્રાંતિકારી સંઘર્ષની તથા સર્વહારા વર્ગીય સમાજવાદી ક્રાંતિની શક્યતાને, અથવા ઉચિતતાને, અથવા મોકાને નકારવા માટે અજમાવવામાં આવતી તમામ **હિકમતોની** સામે કટ્ટર સંઘર્ષ લડે છે.

જર્મનીમાં એ વહેણનું એકદમ તેજસ્વી પ્રતિનિધિત્વ 'સ્પાર્ટાકસ જૂથ' અથવા 'આંતરરાષ્ટ્રીય જૂથ'[32] કરે છે. કાર્લ લીબ્કનેખ્ત એ જૂથનો સભ્ય છે. કાર્લ લીબ્કનેખ્ત એ જૂથનો તેમ જ **નૂતન** અસલ સર્વહારા વર્ગીય ઈન્ટરનેશનલનો સૌથી વધુ ખ્યાતનામ પ્રતિનિધિ છે.

કાર્લ લીબ્કનેખ્તે જર્મનીના કામદારો અને સિપાહીઓને **તેમની બંદૂકો પોતાની જ** સરકાર સામે તાકવાની હાકલ કરી. કાર્લ લીબ્કનેખ્તે એવી હાકલ ખુલ્લંખુલ્લા સંસદના (રાઈખ્સ્ટાગના) મંચ ઉપરથી કરી ત્યાર પછી તે ગેરકાયદેસર ચોપાનિયાં લઈને બર્લિનના સૌથી મોટા ચોકોમાંના એક પોટ્સડામેર ચોકમાં દેખાવમાં ભાગ લેવા ગયો. ગેરકાયદેસર ચોપાનિયામાં ઘોષિત સૂત્ર હતું "સરકાર મુર્દાબાદ!" તેને ગિરફ્તાર કરી લેવામાં આવ્યો અને **સખત કેદની** સજા કરવામાં આવી. તે હાલ યુદ્ધ વિરોધી પ્રવૃત્તિઓ બદલ સખત કેદમાં ધકેલી દેવામાં આવેલા હજારો નહિ તો **સેંકડો** બીજા **ખરા** જર્મન સમાજવાદીઓની જેમ જર્મનીમાં ગુનેગારોના કેદખાનામાં સજા કાપી રહ્યો છે.

કાર્લ લીબ્કનેખ્તે પોતાનાં પ્રવચનો અને પત્રોમાં કેવળ **પોતાના** પ્લેખાનોવો તથા પોત્રેસોવો (શેઈદેમાનો, લેગિનો, ડેવિડો, અને કંપની) ઉપર જ નહિ **પરંતુ પોતાના મધ્યમપંથીઓ**, પોતાના છેઈદ્ઝેઓ તથા ત્સેરેતેલીઓ (કાઉત્સ્કી, હાઅઝે, લેદેબુર, અને કંપની), ઉપર પણ આકરા પ્રહારો કર્યા છે.

કાર્લ લીબ્કનેખ્ત અને તેના મિત્ર રૂલેએ, એકસો ને દસ સભ્યોમાંથી બે જણે, શિસ્તનો ભંગ કર્યો, "મધ્યમપંથ" તથા અંધરાષ્ટ્રવાદીઓ સાથેની "એકતાને" ખતમ કરી નાખી, અને એ **સૌનો વિરોધ કર્યો**. લીબ્કનેખ્ત

**એકલો જ** સમાજવાદનું, સર્વહારા વર્ગીય ધ્યેયનું, સર્વહારા વર્ગીય ક્રાંતિનું, પ્રતિનિધિત્વ કરે છે. બાકીનો **પૂરો** જર્મન સામાજિક-લોકશાહીવાદ તો રોઝા લુકઝેમ્બુર્ગના ('સ્પાર્ટાકસ જૂથ'ની સભ્યા અને એક આગેવાન) શબ્દોમાં **"ગંધાતું મડદું"** છે.

જર્મનીમાં ખરા આંતરરાષ્ટ્રવાદીઓનું બીજું એક જૂથ બ્રેમેનના અખબાર 'કામદાર વર્ગની કાર્યનીતિ'નું («*Arbeiterpolitik*») છે.

કૃત્યોમાં આંતરરાષ્ટ્રવાદીઓની વધારેમાં વધારે નિકટતામાં નીચે મુજબના છે: ફ્રાંસમાં લોરિયો અને તેના મિત્રો (બૂર્દેરોન અને મેર્રહેઇમ સામાજિક-શાંતિવાદમાં સરી પડયા છે) તેમ જ જિનિવામાં 'દેમેઇન' સામયિકનો પ્રકાશક ફ્રાંસનો વતની ગિબ્બો, બ્રિટનમાં «*The Trade Unionist*» અખબાર અને બ્રિટિશ સમાજવાદી પાર્ટીના તથા સ્વતંત્ર લેબર પાર્ટીના (દાખલા તરીકે, સમાજવાદનો **દ્રોહ કરનારા** આગેવાનોથી અલગ થઈ જવાની હાકલ ખુલ્લી રીતે કરનાર રસ્સેલ વિલિયમ્સ) કેટલાક સભ્યો, યુદ્ધની વિરુદ્ધ ક્રાંતિકારી લડત બદલ બ્રિટનની મૂડીવાદી સરકાર તરફથી **સખત કેદની સજા** પામેલો સ્કોટલૅંડવાસી સમાજવાદી લોકશિક્ષક **મૅકલીન**, અને એ જ ગુના બદલ જેલમાં સબડતા સેંકડો બ્રિટિશ સમાજવાદીઓ. તેઓ અને એકલા તેઓ જ **કૃત્યોમાં** આંતરરાષ્ટ્રવાદીઓ છે. અમેરિકામાં 'સમાજવાદી કામદાર પાર્ટી'[33], અને ૧૯૧૭ના જાન્યુઆરીમાં તકવાદી 'સમાજવાદી પાર્ટી'ની[34] અંદર 'ઇન્ટરનેશનલીસ્ટ' છાપું શરૂ કરનારા માણસો; હોલૅંડમાં 'ટ્રિબ્યુન' («Tribune») અખબાર પ્રગટ કરનારી 'ટ્રિબ્યુનપંથીઓ'ની[35] પાર્ટી (પાન્નેકોએક, હેર્માન હોર્ટર, વૈનકોપ, અને ઝિમ્મરવાલ્ડમાં મધ્યમપંથી પરંતુ હવે આપણી હરોળોમાં જોડાઈ ગયેલી હેનરીયેટ રોલન્ડ-હોલ્સ્ટ); સ્વિડનમાં તરુણોની અથવા ઉદ્દામોની પાર્ટી[36], તેના આગેવાનો છે લીન્દહાગેન, તૂરે નેર્માન, કાર્લસોન, સ્ટ્રોમ, અને "ઝિમ્મરવાલ્ડના ઉદ્દામો"ના સંગઠનમાં વ્યક્તિગત રીતે સક્રિય ભાગ લેનારો તથા યુદ્ધની વિરુદ્ધ ક્રાંતિકારી લડત બદલ હવે કેદમાં પુરાઈ ગયેલો હોગલુંડ; ડેન્માર્કમાં **પ્રધાન** સ્ટાઉનીંગની આગેવાની ધરાવતી ડેન્માર્કની હવે નિર્ભેળ **મૂડીવાદી** "સામાજિક-લોકશાહીવાદી" પાર્ટીને તજી દેનારા ત્રિયેર અને તેના મિત્રો; બલ્ગારિયામાં "તેસ્ન્યાકો"[37]; ઇટાલીમાં પાર્ટીનો મંત્રી કોન્સ્ટંટીનો લાઝારી અને કેંદ્રીય મુખપત્ર 'આગેકદમ' («*Avanti!*») નો[38] તંત્રી સેર્રાતી વધારેમાં વધારે નિકટ છે; પોલૅંડમાં રાદેક, ગાનેત્સ્કી, અને 'પ્રાદેશિક

કાર્યવાહક' હેઠળ એકસૂત્રે સંકળાયેલા સામાજિક-લોકશાહીવાદીઓના બીજા આગેવાનો તેમ જ રોઝા લુકઝેમ્બુર્ગ, તીશ્કા, અને 'મુખ્ય કાર્યવાહક' હેઠળ એકસૂત્રે સંકળાયેલા સામાજિક-લોકશાહીવાદીઓના બીજા આગેવાનો; સ્વિટઝર્લૅંડમાં ઉદ્દામોમાંથી **પોતાના** દેશમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ તથા "મધ્યમપંથ"ની સામે લડવા "લોકમત" (જાન્યુઆરી, ૧૯૧૭) માટે દલીલ ઘડી કાઢનારા અને ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૧૧મી તારીખે ત્યોસ્સે ખાતે ભરાયેલા ઝુરિક કેન્ટોનલ સમાજવાદી સંમેલનમાં યુદ્ધની વિરુદ્ધ સુસંગત ક્રાંતિકારી ઠરાવ રજૂ કરનારા માણસો; ઑસ્ટ્રિયામાં પ્રધાનની ઉપર બહાદુરીભર્યો પરંતુ અવિચારી ગોળીબાર કરવા બદલ ફ્રેડરિક એડલરની જિંદગી તારાજ કરી રહેલી ઘોર પ્રત્યાઘાતી ઑસ્ટ્રિયન સરકાર તરફથી હવે બંધ કરાવી દેવામાં આવેલી વિયેનાની 'કાર્લ માર્ક્સ' કલબ મારફત અમુક પ્રમાણમાં કાર્ય કરનારા એડલરના ઉદ્દામપંથી યુવાન મિત્રો; વગેરે વગેરે.

સવાલ ઉદ્દામોની અંદર પણ બેશક અસ્તિત્વ ધરાવતી વિચારછાયાઓનો નથી. સવાલ તો **વહેણનો** છે. વાત એમ છે કે ભયંકર સામ્રાજ્યવાદી યુદ્ધ દરમિયાન કૃત્યોમાં આંતરરાષ્ટ્રવાદી બની રહેવું સહેલું નથી. એવા માણસો થોડાક જ છે, પરંતુ સમાજવાદના આખા ભવિષ્યનો આધાર એકલા એવા માણસો ઉપર જ છે, **જનતાના આગેવાનો એકલા** તેઓ જ છે, લોકોને ભ્રષ્ટ કરનારા માણસો નહિ.

સામ્રાજ્યવાદી યુદ્ધના સંજોગોમાં સામાજિક-લોકશાહીવાદીઓની અંદર અને સામાન્ય રીતે સમાજવાદીઓની અંદર સુધારાવાદીઓ અને ક્રાંતિકારીઓ વચ્ચેનો તફાવત વસ્તુગત રીતે પરિવર્તન પામવાનો જ હતો. મૂડીવાદી સરકારો સુલેહશાંતિ કરી લે અથવા "શાંતિ માટે પ્રજાઓની મંછાની ચોકસાઈ કરી લે" વગેરે જેવી "માંગ" પૂરતા જ સીમિત રહેનારા માણસો **વાસ્તવમાં** સુધારાઓમાં સરકી રહ્યા છે **કારણ** કે વસ્તુગત દૃષ્ટિએ તો **યુદ્ધની સમસ્યાને** કેવળ **ક્રાંતિકારી રીતે જ** ઉકેલી શકાય.

આ યુદ્ધનો અંત લોકશાહીવાદી તથા બિનજુલમી શાંતિમાં અથવા "યુદ્ધમાંથી" અઢળક નફા કરનારા મૂડીદારોને વ્યાજ તરીકે ચૂકવવામાં આવેલી **કરોડોની** રકમોના બોજાથી લોકોના છુટકારામાં આવવાની કોઈ શક્યતા નથી, સિવાય કે સર્વહારા વર્ગની ક્રાંતિ મારફત.

મૂડીવાદી સરકારો પાસેથી અત્યંત વિવિધ સુધારાઓની માંગ કરી શકાય અને કરવી જોઈએ, પરંતુ માનીલોવપંથ અથવા સુધારાવાદમાં

ગરકાવ થઈ ગયા વગર માગણી ન થઈ શકે કે સામ્રાજ્યવાદી મૂડીના હજારો તાણાવાણામાં અટવાઈ ગયેલા લોકો તથા વર્ગો એ તાણાવાણાને **તોડી નાખે**. અને એ તાણાવાણાને તોડી નાખવામાં ન આવે ત્યાં સુધી યુદ્ધ સામે યુદ્ધની બધી વાતો નકામો અને કપટી લવારો જ છે.

"કાઉત્સ્કીપંથીઓ", "મધ્યમપંથ", શબ્દોમાં ક્રાંતિકારીઓ અને કૃત્યોમાં સુધારાવાદીઓ છે, તેઓ શબ્દોમાં આંતરરાષ્ટ્રવાદીઓ અને કૃત્યોમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓના મળતિયાઓ છે.

## ઝિમ્મરવાલ્ડ ઈન્ટરનેશનલનું પતન—
## ત્રીજી ઈન્ટરનેશનલ સ્થાપવાની આવશ્યકતા

૧૭. ઝિમ્મરવાલ્ડ ઈન્ટરનેશનલે છેક આરંભથી જ ડગુમગુ, "કાઉત્સ્કીપંથી", "મધ્યમપંથી", વલણ અખત્યાર કર્યું હતું. એથી **ઝિમ્મરવાલ્ડના ઉદ્દામોને** તત્કાળ બાકીનાથી જુદા તરી જવાની, અલગ થઈ જવાની, અને **પોતાનું** જાહેરનામું પ્રગટ કરવાની ફરજ પડી હતી (એ જાહેરનામું સ્વિટ્ઝર્લૅન્ડમાં રૂસી, જર્મન, તથા ફ્રેંચ ભાષાઓમાં પ્રકાશિત થયું હતું).

ઝિમ્મરવાલ્ડ ઈન્ટરનેશનલની મુખ્ય ખામી અને તેના **પતનનું** (કેમ કે રાજકીય તથા વૈચારિક દૃષ્ટિએ તેનું પતન થઈ ચૂક્યું છે) કારણ, સામાજિક-અંધરાષ્ટ્રવાદ અને હૅગ (હોલૅંડ) ખાતે વેન્દરવેલ્દે તથા હ્યૂસ્માન્સની આગેવાની ધરાવતી પુરાણી સામાજિક-અંધરાષ્ટ્રવાદી ઈન્ટરનેશનલ વગેરે સાથેના સંબંધો તદ્દન તોડી નાખવા જેવા **સામાન્ય રીતે નિર્ણાયક** અમલી મહત્ત્વ ધરાવતા ગંભીર સવાલની બાબતમાં, તેની દુવિધા અને અનિશ્ચિત દશાનું હતું.

રશિયામાં વાત હજી જાણીતી નથી કે ઝિમ્મરવાલ્ડની બહુમતી **કાઉત્સ્કીપંથીઓ સિવાય બીજું કશું નથી**. તેમ છતાં એ તો મૂળભૂત, અવગણી ન શકાય એવી, હકીકત છે, અને હવે પશ્ચિમ યુરોપમાં સામાન્ય રીતે જાણીતી છે. પેલા અંધરાષ્ટ્રવાદીને, જર્મનીના ઘોર અંધરાષ્ટ્રવાદી હેઈલમાનને, અતિ-અંધરાષ્ટ્રવાદી «*Chemnitzer Volksstimme*»ના તંત્રી અને પાર્વુસના અતિ-અંધરાષ્ટ્રવાદી «*Glocke*»માં લેખ લખનારા— (બેશક "સામાજિક-લોકશાહીવાદી" અને સામાજિક-લોકશાહીવાદની "એકતા"ના ઉત્સાહી તરફદાર)—આદમીને, પણ અખબારોમાં કબૂલ કરવું

પડયું હતું કે મધ્યમપંથ, અથવા "કાઉત્સ્કીપંથ", અને **ઝિમ્મરવાલ્ડની બહુમતી** તો એકની એક જ બાબત છે.

એ હકીકત ૧૯૧૬ના અંતમાં અને ૧૯૧૭ના આરંભમાં ચોક્કસ રૂપે સાબિત થઈ ગઈ હતી. કિન્તાલ જાહેરનામામાં[39] સામાજિક-શાંતિવાદને વખોડી કાઢવામાં આવ્યો હોવા છતાં ઝિમ્મરવાલ્ડની **આખી** મવાળ પાંખ, ઝિમ્મરવાલ્ડની **સમગ્ર** બહુમતી, સામાજિક-શાંતિવાદમાં ગરકાવ થઈ ગઈ: કાઉત્સ્કી અને કંપની ૧૯૧૭ના જાન્યુઆરી તથા ફેબ્રુઆરી દરમિયાન હારબંધ કથનોમાં; ફ્રાંસમાં બૂર્દેરોન અને મેર્રહેઈમ, તેમણે સમાજવાદી પાર્ટીના (ડિસેંબર, ૧૯૧૬) અને *«Confédération Générale du Travail»* ના (ફ્રેંચ ટ્રેડ યુનિયનોની સામાન્ય રાષ્ટ્રીય સંસ્થાના, તે પણ ૧૯૧૬ના ડિસેંબરમાં) શાંતિવાદી ઠરાવોની તરફેણમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની સાથે **સંપૂર્ણ સંમતિથી** મત આપ્યા હતા; ઈટાલીમાં તુરાતી અને કંપની, ત્યાં આખી પાર્ટીએ સામાજિક-શાંતિવાદી ધોરણ લીધું હતું, અને તુરાતી પોતે ૧૯૧૬ના ડિસેંબરની ૧૭મી તારીખે કરેલા પ્રવચનમાં સામ્રાજ્યવાદી યુદ્ધની ઉપર ઢાંકપિછોડો કરતા **રાષ્ટ્રવાદી** વાણીવિલાસમાં "સરી પડયો હતો" (આકસ્મિક રીતે બેશક નહિ જ).

ઝિમ્મરવાલ્ડ તથા કિન્તાલ સંમેલનોનો અધ્યક્ષ રોબર્ટ ગ્રીમ્મ ૧૯૧૭ના જાન્યુઆરીમાં **પોતાની** પાર્ટીની અંદર કૃત્યોમાં આંતરરાષ્ટ્રવાદીઓની **વિરુદ્ધ** સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની (ગ્રેઈલિખ, પ્ફલુગેર, મ્યૂલ્લેર, તથા અન્ય) સાથે ભળી ગયો હતો.

૧૯૧૭ના જાન્યુઆરી અને ફેબ્રુઆરીમાં વિવિધ દેશોના **ઝિમ્મરવાલ્ડપંથીઓના** બે સંમેલનોમાં ઝિમ્મરવાલ્ડની બહુમતીના એવા સંદિગ્ધ અને દગાબાજ આચરણ ઉપર કેટલાય દેશોના ઉદ્દામ આંતરરાષ્ટ્રવાદીઓએ લાંછન વરસાવ્યાં હતાં: આંતરરાષ્ટ્રીય તરુણ સંગઠનના મંત્રી અને તેજસ્વી આંતરરાષ્ટ્રવાદી પ્રકાશન «Die Jugendinternationale»ના[40] તંત્રી મુન્ઝેનબેર્ગે, આપણી પાર્ટીની કેંદ્રીય સમિતિના પ્રતિનિધિ ઝિનોવિયેવે, પોલેંડની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના ('પ્રાદેશિક કાર્યવાહક') રાદેકે, અને જર્મન સામાજિક-લોકશાહીવાદી તથા 'સ્પાર્ટાકસ જૂથના' સભ્ય હાર્ટશ્તેઈને.

રૂસી સર્વહારા વર્ગને ઘણું મળ્યું છે, કામદાર વર્ગ જેટલું ક્રાંતિકારી જોમ રશિયામાં વિકસાવી શક્યો છે એટલું દુનિયામાં બીજે ક્યાંય નથી વિકસાવી શક્યો. પરંતુ જેને ઘણું મળ્યું હોય તેને ઘણું કરવું પડે.

ઝિમ્મરવાલ્ડના કળણને હવે કોઈ રીતે સાંખી લેવાય એમ નથી. ઝિમ્મરવાલ્ડના "કાઉત્સ્કીપંથીઓને" ખાતર આપણે પ્લેખાનોવો તથા શેઈદેમાનોની અંધરાષ્ટ્રવાદી ઈન્ટરનેશનલ જોડેની અરધી-એકસંપી ચાલુ ન જ રાખવી જોઈએ. એ ઈન્ટરનેશનલ સાથેના સંબંધો આપણે તત્કાળ તોડી નાખવા જોઈએ. આપણે ઝિમ્મરવાલ્ડમાં **માત્ર** માહિતીના હેતુ ખાતર રહેવું જોઈએ.

આપણે જ અને આ ઘડીએ જ, ઢીલ વગર, **નવી** ક્રાંતિકારી સર્વહારા વર્ગીય ઈન્ટરનેશનલની સ્થાપના કરવાની છે, અથવા એમ કહીએ કે એ નવી ઈન્ટરનેશનલ **ક્યારની સ્થપાઈ ચૂકી** છે અને કામગીરી કરે છે એવો જાહેર એકરાર કરતાં આપણે ડરવું ન જોઈએ.

એ ઈન્ટરનેશનલ મેં ચોક્કસ રૂપમાં ઉપર વર્ણવેલા "કૃત્યોમાં આંતરરાષ્ટ્રવાદીઓની" છે. ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદી લોકસમુદાયોના પ્રતિનિધિઓ તેઓ અને એકલા તેઓ જ છે, લોકોને ભ્રષ્ટ કરનારા માણસો નહિ.

અને **એવા પ્રકારના** સમાજવાદીઓ થોડાક જ હોય તો દરેક રૂસી કામદાર પોતાના મનમાં સવાલ પૂછે કે ૧૯૧૭ની ફેબ્રુઆરી-માર્ચ ક્રાંતિની **પૂર્વવેળાએ** રશિયામાં ખરેખરા વર્ગજાગૃત ક્રાંતિકારીઓ શું ઝાઝા હતા?

સવાલ સંખ્યાનો નહિ પરંતુ ખરા ક્રાંતિકારી સર્વહારા વર્ગના વિચારો અને નીતિઓને સાચી રીતે વ્યક્ત કરવાનો છે. સવાલ આંતરરાષ્ટ્રવાદની "ઘોષણા" કરવાનો નહિ પરંતુ કપરી કસોટીના કાળમાંયે કૃત્યોમાં આંતરરાષ્ટ્રવાદી બની શકવાનો છે.

આપણે સમજાણો અને આંતરરાષ્ટ્રીય સંમેલનોની આશાઓ થકી આપણને પોતાને છેતરવા ન જોઈએ. સામ્રાજ્યવાદી યુદ્ધ ચાલુ છે ત્યાં સુધી આંતરરાષ્ટ્રીય સંબંધો સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગની લશ્કરી સરમુખત્યારીના લોખંડી પંજામાં જકડાયેલા છે. જેને કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતની સમાંતર સરકાર સાંખી લેવી પડે છે એવા "પ્રજાસત્તાકપંથી" મિલ્યુકોવે પણ ૧૯૧૭ના એપ્રિલમાં સ્વિસ સમાજવાદી, પાર્ટીના મંત્રી, આંતરરાષ્ટ્રવાદી, અને ઝિમ્મરવાલ્ડ તથા કિન્તાલ સંમેલનોમાં ભાગ લેનારા **ફ્રીત્સ પ્લાત્તેનને** રશિયામાં **દાખલ નહોતો થવા દીધો**, એ હકીકત છતાં કે પ્લાત્તેનની પત્ની રૂસી છે, અને એ હકીકત છતાં કે તે પત્નીનાં સગાંસંબંધીઓને મળવા આવી રહ્યો હતો, અને એ હકીકત છતાં કે તેણે રીગામાં ૧૯૦૫ની ક્રાંતિમાં

ભાગ લીધો હતો, એ કારણે તેને રૂસી કેદખાનામાં પુરાઈ જવું પડયું હતું, તેણે છૂટવા માટે ઝારશાહી સરકારને જામીનગીરી આપી હતી, અને એ જામીનગીરી તે પાછી મેળવવા માગતો હતો—રશિયામાં ૧૯૧૭ના એપ્રિલમાં "પ્રજાસત્તાકપંથી" મિલ્યુકોવ એમ **કરી** શકે તો ધારણા થઈ શકે કે પ્રાદેશિક ઈજાફતો વગર શાંતિ અને એવા બીજા સવાલોના સંબંધમાં મૂડીદાર વર્ગનાં વચનો તથા ખાતરીઓ તેમ જ વાણીવિલાસ તથા જાહેરાતોનું મૂલ્ય કેટલું આંકી શકાય.

અને બ્રિટિશ સરકાર તરફથી ત્રોત્સ્કીની ગિરફતારી? અને માર્તોવને સ્વિટ્ઝર્લૅન્ડ છોડવાની પરવાનગીનો ઇનકાર અને તેને બ્રિટન જવા, જ્યાં ત્રોત્સ્કીના જેવો જ અંજામ તેની વાટ જોઈ રહ્યો છે ત્યાં જવા, લલચાવવાનો પ્રયત્ન?

આપણે કોઈ જાતના ભ્રમો ન સેવવા જોઈએ. આપણે આપણને પોતાને છેતરવા ન જોઈએ.

આંતરરાષ્ટ્રીય કૉંગ્રેસો તથા સંમેલનોની "વાટ" જોવી એટલે તો આંતરરાષ્ટ્રવાદનો **નર્યો દ્રોહ કરવો** કેમ કે જાણીતી હકીકત છે કે સ્ટોકહોલ્મથી પણ આંતરરાષ્ટ્રવાદને વફાદાર સમાજવાદીઓને કે **તેમના પત્રો સુદ્ધાંને** અહીંયાં નથી પહોંચવા દેવામાં આવતા, એ સાવ શક્ય હોવા છતાં અને ઝનૂની લશ્કરી સેન્સરશિપ અસ્તિત્વમાં હોવા છતાં.

આપણી પાર્ટીએ "વાટ" ન જોવી જોઈએ પરંતુ તત્કાળ ત્રીજી ઇન્ટરનેશનલની **સ્થાપના કરવી** જોઈએ. જર્મની અને બ્રિટનમાં જેલમાં સબડતા સેંકડો સમાજવાદીઓ પછી રાહતનો દમ લેશે, પેલા મવાલી અને લૂંટારા વિલ્હેલ્મને દહેશતમાં નાખી દેતી હડતાલો અને દેખાવોનાં કદમો હાલ ઉઠાવી રહેલા હજારો જર્મન કામદારો આપણાં **ગેરકાયદેસર** ચોપાનિયાંમાંથી આપણા નિર્ણય વિશે, કાર્લ લીબ્કનેખ્તમાં અને એકલા તેનામાં જ આપણા બંધુભાવી વિશ્વાસ વિશે, **અત્યારે પણ** "ક્રાંતિકારી સંરક્ષણવાદ" સામે લડવાના **આપણા** ફેંસલા વિશે, જાણકારી મેળવશે, તેઓ એ વાંચશે અને તેમનો ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદ વધારે મક્કમ બનશે.

જેને ઘણું મળ્યું હોય તેને ઘણું કરવું પડે. રશિયા **હાલ** જેટલું આઝાદ છે એટલો આઝાદ દુનિયાનો બીજો કોઈ દેશ નથી. આપણે એ આઝાદીનો ઉપયોગ કરીએ, મૂડીદાર વર્ગને અથવા મૂડીવાદી "ક્રાંતિકારી સંરક્ષણવાદ"ને ટેકો આપવાની હિમાયત કરવા માટે નહિ પરંતુ હિંમતભરી, પ્રમાણિક,

સર્વહારા વર્ગીય, લીબ્કનેખ્તની રીતની **ત્રીજી ઈન્ટરનેશનલની**, સામાજિક-અંધરાષ્ટ્રવાદી દેશદ્રોહીઓ તેમ જ ડગુમગુ "મધ્યમપંથીઓ" સામે કટ્ટર દુશ્મનાવટ ધરાવતી ઈન્ટરનેશનલની, **સ્થાપના કરવા માટે.**

૧૮. જે કંઈ જણાવવામાં આવ્યું છે ત્યાર પછી એવો ખુલાસો કરવામાં શબ્દો વેડફવાની જરૂર નથી કે રશિયામાં સામાજિક-લોકશાહીવાદીઓના એકીકરણનો સવાલ જ નથી.

સંગઠન સમિતિની પાર્ટી જોડે, 'રાબોચાયા ગાઝેતા'માં પોત્રેસોવ સાથે જૂથબંધી સાંખી શકનારા અને કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતની કાર્યવાહક સમિતિમાં[41] લોનની તરફેણમાં મત આપનારા તથા "સંરક્ષણવાદ"માં સરકી પડેલા છેઈદ્ઝે અને ત્સેરેતેલી જોડે, એકીકરણનો વિચાર એક પળ પણ મનમાં આણવા કરતાં લીબ્કનેખ્ત જેવા એક જ મિત્ર સાથે રહેવાનું, **એટલે ક્રાંતિકારી સર્વહારા વર્ગ સાથે રહેવાનું**, બહેતર છે.

મરેલાઓ ભલે પોતાના મરેલાઓને દફનાવે.

જે કોઈ માણસ ડગુમગુ લોકોને **મદદ કરવા** માગતો હોય તેણે પહેલાં તો પોતે જ ડગમગવાનું બંધ કરી દેવું જોઈએ.

## આપણી પાર્ટીનું વૈજ્ઞાનિક દૃષ્ટિએ ખરું અને સર્વહારા વર્ગના રાજકીય વિચારોને સ્પષ્ટ કરવામાં મદદગાર બને એવું નામ શું હોવું જોઈએ?

૧૯. હવે હું છેલ્લો મુદ્દો લઉં છું, આપણી પાર્ટીના નામનો. આપણે **કોમ્યુનિસ્ટ પાર્ટી** નામ અપનાવવું જોઈએ — માર્ક્સ અને એંગેલ્સે અપનાવેલું તેમ.

આપણે દોહરાવવું જોઈએ કે આપણે માર્ક્સવાદીઓ છીએ અને 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'ને આધાર તરીકે લઈએ છીએ. સામાજિક-લોકશાહીવાદીઓએ બે મુખ્ય મુદ્દાઓની બાબતમાં તેને વિકૃત બનાવી નાખ્યું છે અને તેનો દ્રોહ કર્યો છે: ૧) કામદારોને કોઈ દેશ નથી હોતો: સામ્રાજ્યવાદી યુદ્ધમાં "પિતૃભૂમિનું સંરક્ષણ" એટલે સમાજવાદનો દ્રોહ; અને ૨) બીજી ઈન્ટરનેશનલે રાજ્યના સંબંધમાં માર્ક્સવાદી સિદ્ધાંતને વિકૃત બનાવી નાખ્યો છે.

માર્ક્સે વારંવાર, ખાસ કરીને ૧૮૭૫માં 'ગોથા કાર્યક્રમની મીમાંસા' માં, નિર્દેશ કરેલો તેમ, અને એંગેલ્સે ૧૮૯૪માં વધારે લોકભોગ્ય રૂપમાં ફરી જાહેર કરેલું[42] તે મુજબ, 'સામાજિક-લોકશાહીવાદ' નામ **વૈજ્ઞાનિક દૃષ્ટિએ**

ગલત છે. માનવજાતિ મૂડીવાદમાંથી સીધી કેવળ સમાજવાદમાં, એટલે કે ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકી અને દરેક વ્યક્તિના કામના પરિમાણ મુજબ પેદાશોની વહેંચણીની પદ્ધતિમાં, જઈ શકે. આપણી પાર્ટી દૃષ્ટિને એથી વધારે દૂર લંબાવે છે: સમાજવાદનો અનિવાર્ય વિકાસ ધીરે ધીરે સામ્યવાદમાં થવો જોઈએ, અને સામ્યવાદના ઝંડા ઉપર આ મુજબનો મુદ્રાલેખ અંકિત છે: "દરેક પાસેથી તેની શક્તિ મુજબ, દરેકને તેની જરૂરિયાતો મુજબ."

એ થઈ મારી પહેલી દલીલ.

હવે બીજી દલીલ જુઓ: આપણી પાર્ટીના નામનો બીજો ભાગ (સામાજિક-**લોકશાહીવાદીઓ**) પણ વૈજ્ઞાનિક દૃષ્ટિએ ગલત છે. લોકશાહી તો **રાજ્યનું** એક રૂપ છે, પરંતુ આપણે માર્ક્સવાદીઓ દરેક **જાતના** રાજ્યના વિરોધી છીએ.

બીજી ઈન્ટરનેશનલના (૧૮૮૯-૧૯૧૪) આગેવાનોએ, પ્લેખાનોવ, કાઉત્સ્કી, અને તેના જાતભાઈઓએ, માર્ક્સવાદને ભ્રષ્ટ અને વિકૃત કરી નાખ્યો છે.

માર્ક્સવાદ અરાજકતાવાદથી એ દૃષ્ટિએ જુદો પડે છે કે તે સમાજવાદમાં સંક્રમણના હેતુ માટે **રાજ્યની આવશ્યકતાને** સ્વીકારે છે, પરંતુ (અને અહીંયાં આપણને કાઉત્સ્કી અને કંપની જોડે મતભેદ છે) સાધારણ સંસદીય મૂડીવાદી-લોકશાહીવાદી પ્રજાસત્તાકના **પ્રકારના રાજ્યની નહિ**, ૧૮૭૧ના પૅરિસ કોમ્યુન જેવા અને ૧૯૦૫ તથા ૧૯૧૭ની કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતો જેવા રાજ્યની.

મારી ત્રીજી દલીલ: **ચેતનમય વાસ્તવિકતાએ**, ક્રાંતિએ, આપણા દેશમાં એ નવા પ્રકારના "રાજ્ય"ની સ્થાપના, બેશક નબળા અને બીજાંકુર રૂપમાં, **હકીકતમાં ક્યારની** કરી દીધી છે. એ નવા પ્રકારનું રાજ્ય શબ્દના ખરા અર્થમાં રાજ્ય નથી.

એ તો **ક્યારની** લોકોના અમલી કદમની બાબત છે, આગેવાનોનો ખાલી સિદ્ધાંત નથી.

શબ્દના ખરા અર્થમાં રાજ્ય એટલે જનતાથી અલગ હથિયારબંધ ટુકડીઓનું જનતા ઉપર વર્ચસ્વ.

આપણું **ઉદયમાન** નવું રાજ્ય પણ રાજ્ય છે કારણ કે આપણને પણ હથિયારબંધ ટુકડીઓની જરૂર છે, આપણને પણ **કડકમાં કડક** વ્યવસ્થાની

જરૂર છે, અને ઝારશાહી કે ગુચકોવ-મૂડીવાદી પ્રતિક્રાંતિના તમામ પ્રયત્નોને આપણે બળજોરીથી **નિર્દય રીતે** કચડી નાખવાના છે.

પરંતુ આપણું **ઉદયમાન** નવું રાજ્ય શબ્દના ખરા અર્થમાં રાજ્ય **નથી રહ્યું** કારણ કે રશિયાના કેટલાક ભાગોમાં હથિયારબંધ માણસોની એ ટુકડીઓ **ખુદ લોકસમુદાયો** છે, સમગ્ર જનતા છે, જનતાથી ઊંચી કક્ષાએ ગોઠવી દેવામાં આવેલી અને જનતાથી અલગ તેમ જ વાસ્તવમાં હઠાવી ન શકાય એવી અમુક વિશેષાધિકારી વ્યક્તિઓ નથી.

આપણે નજર આગળ નાખવી જોઈએ, પાછળ સાધારણ મૂડીવાદી પ્રકારની લોકશાહી તરફ નહિ. એ લોકશાહીએ તો મૂડીદાર વર્ગના શાસનને વહીવટનાં પુરાણાં **રાજશાહીવાદી** સંઘટનોની, પોલીસ તથા સેના તેમ જ નોકરશાહીની, મદદ વડે વધારે મક્કમ બનાવ્યું છે.

આપણે નજર આગળ ઉદયમાન નવી લોકશાહી તરફ નાખવી જોઈએ. એ લોકશાહી ક્યારની લોકશાહી મટી રહી છે કારણ કે લોકશાહીનો અર્થ જનતાના વર્ચસ્વનો થાય છે, અને હથિયારબંધ જનતા ખુદ પોતાની ઉપર વર્ચસ્વ ન જમાવી શકે.

લોકશાહી શબ્દ કોમ્યુનિસ્ટ પાર્ટીને લાગુ કરવામાં આવે ત્યારે વૈજ્ઞાનિક દૃષ્ટિએ ગલત છે એટલું જ નહિ પરંતુ હવે, ૧૯૧૭ના માર્ચથી, ક્રાંતિકારી જનતાની આંખે **નર્યા પાટા** જેવો બની ગયો છે અને તેને હિંમતથી તથા મુક્ત રીતે, પોતાની પહેલકદમીના આધારે, નૂતનનું નિર્માણ કરતી **અટકાવે** છે. એ નૂતન એટલે "રાજ્ય"માં **એકમાત્ર સત્તા** તરીકે અને **દરેક રૂપમાં** રાજ્યના "વિલય"ના અગ્રદૂત તરીકે કામદારોના, કિસાનોના, તથા બીજા બધા પ્રતિનિધિઓની સોવિયેતો.

મારી ચોથી દલીલ: સમાજવાદ આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ જે વાસ્તવિક પરિસ્થિતિમાં છે તેને આપણે લક્ષમાં લેવી જોઈએ.

તે ૧૮૭૧થી ૧૯૧૯ સુધીનાં વર્ષોમાં હતી એવી હવે નથી. એ વખતે માર્ક્સ અને એંગેલ્સે તકવાદી શબ્દો "સામાજિક-લોકશાહીવાદ"ને જાણીજોઈને ચલાવી લીધા હતા કેમ કે **એ દિવસોમાં**, પૅરિસ કોમ્યુનના પરાજય પછી, ઈતિહાસે ધીમી સંગઠન તથા કેળવણી પ્રવૃત્તિને ચાલુ ઘડીનું કર્તવ્ય બનાવી દીધી હતી. બીજું કંઈ શક્ય જ નહોતું. એ વખતે (આજની જેમ જ) અરાજકતાવાદીઓ કેવળ સૈદ્ધાંતિક દૃષ્ટિએ જ નહિ પરંતુ આર્થિક તથા રાજકીય દૃષ્ટિએ પણ ગલત હતા. અરાજકતાવાદીઓએ જમાનાની તાસીરની

ખોટી મુલવણી કરી હતી કેમ કે તેઓ વિશ્વ પરિસ્થિતિને સમજી નહોતા શક્યા. વિશ્વ પરિસ્થિતિ આ મુજબ હતી: બ્રિટનનો કામદાર સામ્રાજ્યવાદી નફાઓ થકી ભ્રષ્ટ બની ગયેલો હતો, પૅરિસમાં કોમ્યુન પરાજિત થઈ ગયું હતું, જર્મનીમાં મૂડીવાદી રાષ્ટ્રીય આંદોલનનો તાજો જ (૧૮૭૧) વિજય થયો હતો, અર્ધ-સામંતી રશિયાની યુગજૂની નીંદર ચાલુ હતી.

માર્ક્સ અને ઍંગેલ્સે જમાનાને ચોકસાઈથી પારખી લીધો, તેમણે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને સમજી લીધી, તેમને સમજાઈ ગયું કે સામાજિક ક્રાંતિના આરંભની દિશામાં ગતિ **મંદ** રહેવાની છે.

આપણા વારામાં આપણે પણ નવા યુગનાં વિશિષ્ટ લક્ષણો તથા કર્તવ્યોને સમજી લેવાં જોઈએ. આપણે પેલા દુખી માર્ક્સવાદીઓની નકલ ન કરવી જોઈએ. માર્ક્સે તેમનું વર્ણન કરતાં કહેલું: "મેં દૈત્યના દાંત વાવ્યા અને ચાંચડનો પાક લણ્યો."[43]

સામ્રાજ્યવાદમાં વિકસેલા મૂડીવાદની વસ્તુગત અનિવાર્યતાએ સામ્રાજ્યવાદી યુદ્ધ આણ્યું. યુદ્ધે માનવજાતિને **કરાડની કોરે**, સભ્યતાના વિનાશની અણીએ, વધારે લાખો અને અસંખ્ય લાખો માનવજીવોના પાશવીકરણ તથા વિનાશની અણીએ, ધકેલી દીધી છે.

**એકમાત્ર** છુટકારો સર્વહારા વર્ગીય ક્રાંતિ મારફત છે.

બરાબર એ ઘડીએ કે જ્યારે એવી ક્રાંતિ શરૂ થઈ રહી છે, પ્રથમ અચકાતાં, ફંફોળતાં, અજાણતાં, અને મૂડીદાર વર્ગમાં વધારે પડતો વિશ્વાસ છતો કરતાં કદમો ઉઠાવી રહી છે, એવી ઘડીએ મોટા ભાગના (એ તો સત્ય છે, એ તો હકીકત છે) "સામાજિક-લોકશાહીવાદી" આગેવાનો, "સામાજિક-લોકશાહીવાદી" સંસદસભ્યો, "સામાજિક-લોકશાહીવાદી" અખબારો— અને ચોક્કસ રૂપે તેઓ જ જનતાની ઉપર અસર પાડતાં **સંઘટનો** છે—સમાજવાદને **પડતો મૂકીને ભાગી ગયા છે**, સમાજવાદનો **છેહ કરીને** "પોતાના" રાષ્ટ્રીય મૂડીદાર વર્ગના પક્ષે ચાલ્યા ગયા છે.

**એ** આગેવાનોએ લોકોને ગોટાળામાં નાખી દીધા છે, ખોટે રસ્તે ચડાવી દીધા છે, અને છેતરપિંડીનો ભોગ બનાવી દીધા છે.

અને આપણે પુરાણું તથા કાલગ્રસ્ત, બીજી ઈન્ટરનૅશનલ જેટલું જ સડી ગયેલું, નામ ચાલુ રાખીશું તો છેતરપિંડીમાં મદદ અને ઉત્તેજન આપીશું!

માની લઈએ કે "ઘણા" કામદારો સામાજિક-લોકશાહીવાદને પ્રમાણિક

રીતે **સમજે છે**, પરંતુ ભાવનિષ્ઠને વસ્તુનિષ્ઠથી અલગ તારવવાની વેળા પાકી ગઈ છે.

ભાવનિષ્ઠ દૃષ્ટિએ જોતાં, એવા સામાજિક-લોકશાહીવાદી કામદારો સર્વહારાઓના એકદમ વફાદાર આગેવાનો છે.

પરંતુ વસ્તુનિષ્ઠ દૃષ્ટિએ જોતાં, વિશ્વ પરિસ્થિતિ એવી છે કે આપણી પાર્ટીનું પુરાણું નામ લોકોને છેતરવાનું **વધારે સહેલું કરી નાખે છે** અને આગેકૂચને **અવરોધે છે** કેમ કે દરેક ડગલે, દરેક અખબારમાં, દરેક સંસદીય જૂથમાં, લોકસમુદાયો **આગેવાનોને** જુએ છે, અર્થાત્ એવા લોકોને જુએ છે કે જેમનો અવાજ દૂર દૂર સુધી પહોંચી જાય છે અને જેમનાં કૃત્યો એકદમ દેખીતાં હોય છે, પરંતુ તેઓ બધા "મનસૂબે સામાજિક-લોકશાહી-વાદીઓ" છે, તેઓ બધા સમાજવાદના દ્રોહીઓની સાથે, સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની સાથે, "એકતાની તરફેણ" કરે છે, અને તેઓ બધા "સામાજિક-લોકશાહીવાદ"ની જૂની હૂંડીઓ ચુકવણી માટે પેશ કરે છે...

અને વિરોધમાં દલીલો કેવી છે?.. કહેવામાં આવે છે કે આપણને ભૂલથી અરાજકતાવાદી-કોમ્યુનિસ્ટો જોડે ગૂંચવી નાખવામાં આવશે...

આપણને ભૂલથી સામાજિક-રાષ્ટ્રવાદીઓ જોડે, સામાજિક-ઉદારમતવાદીઓ જોડે, અથવા રૅડિકલ-સમાજવાદીઓ જોડે, ફ્રેંચ પ્રજાસત્તાકની સૌથી મોખરાની અને જનતાને છેતરવામાં સૌથી વધારે પાવરધી પાર્ટી જોડે, ગૂંચવાઈ જવાની બીક કેમ નથી લાગતી?.. આપણને જણાવવામાં આવે છે: "...લોકો ટેવાઈ ગયા છે, કામદારો **પોતાની** સામાજિક-લોકશાહીવાદી પાર્ટીને "પ્યારની" નજરે જુએ છે..."

માત્ર એ જ દલીલ છે. પરંતુ એ દલીલ માર્ક્સવાદના વિજ્ઞાનને, ક્રાંતિમાં આવતીકાલનાં કર્તવ્યોને, વિશ્વ સમાજવાદની વસ્તુગત સ્થિતિને, બીજી ઈન્ટરનૅશનલના શરમજનક પતનને, અને સર્વહારાઓને વીંટળાઈ પડેલા "મનસૂબે સામાજિક-લોકશાહીવાદીઓની" ટોળકીઓએ અમલી ધ્યેયમાં પહોંચાડેલી હાનિને નકારી કાઢે છે.

એ તો ઘરેડપરાયણતાની દલીલ છે, જડતાની દલીલ છે, સ્થગિતતાની દલીલ છે.

પરંતુ આપણી મુરાદ દુનિયાનું નવઘડતર કરવાની છે. આપણી મુરાદ સામ્રાજ્યવાદી યુદ્ધનો, જેમાં કરોડો લોકો ખેંચાઈ ગયા છે અને અબજોની મૂડીનાં હિતો સંડોવાયેલાં છે એવા યુદ્ધનો, માનવજાતિના ઈતિહાસમાં

સૌથી મહાન સર્વહારા વર્ગીય ક્રાંતિ વગર જેનો અંત ખરેખરી લોકશાહીવાદી શાંતિમાં ન જ આવી શકે એવા યુદ્ધનો, અંત આણવાની છે.

તેમ છતાં આપણને આપણી પોતાની બીક લાગે છે. આપણને "પ્યારું" "પુરાણું" ગંદું શર્ટ કાઢી નાખવાનું ગમતું નથી...

પરંતુ ગંદું શર્ટ કાઢી નાખવાની અને સ્વચ્છ કપડાં પહેરી લેવાની વેળા પાકી ગઈ છે.

પેત્રોગ્રાદ
૧૦મી એપ્રિલ, ૧૯૧૭

## છેલ્લે બે શબ્દો

મારી પુસ્તિકા સામાન્ય આર્થિક ગેરવ્યવસ્થાને કારણે અને પિટર્સબર્ગનાં છાપખાનાંના રેઢિયાળ કારોબારને કારણે હવે તો જૂની થઈ ગઈ છે. પુસ્તિકા ૧૯૧૭ના એપ્રિલની ૧૦મી તારીખે લખાઈ હતી, આજે મેની ૨૮મી તારીખ છે, અને તે હજુ પ્રગટ નથી થઈ!

આપણી પાર્ટીના, બોલ્શેવિકોની રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના, અખિલ રૂસી સંમેલન **પહેલાં** મારા વિચારોના પ્રચાર અર્થે તેને કાર્યક્રમના **ખરડા** તરીકે લખવામાં આવી હતી. તેની કેટલીય નકલો બનાવવામાં આવી હતી અને સંમેલન પહેલાં તથા દરમિયાન પાર્ટીના સભ્યોને આપવામાં આવી હતી, એટલે તેની કામગીરી અમુક અંશે પાર પડી ગઈ હતી. પરંતુ સંમેલન[44] ૧૯૧૭ના એપ્રિલની ૨૪થી ૨૯મી તારીખ સુધી ભરાયું હતું, તેના ઠરાવો લાંબા સમય પહેલાં પ્રકાશિત થઈ ચૂક્યા છે (જુઓ 'સોલ્દાત્સ્કાયા પ્રાવદા'ના[45] ૧૩મા અંકની પુરવણી), અને ધ્યાનથી વાંચનારને સહેલાઈથી ખ્યાલ આવી જશે કે એ ઠરાવોમાં મારી પુસ્તિકાએ ઘણી ઘણી જગ્યાઓએ મૂળ ખરડાની કામગીરી બજાવી છે.

પુસ્તિકા એ ઠરાવો જોડે સંકળાયેલી છે અને તેમના ખુલાસા આપે છે એટલે તે હજુ પણ અમુક પ્રમાણમાં મૂલ્યવાન સાબિત થશે એવી આશા વ્યક્ત કરવાનું, અને બે મુદ્દાઓની છણાવટ કરવાનું, મારે માટે બાકી રહે છે.

મેં ૨૭મા પાનામાં* સૂચન કર્યું છે કે આપણે ઝિમ્મરવાલ્ડમાં માત્ર માહિતીના હેતુ ખાતર જ રહીએ. સંમેલન એ મુદ્દાના સંબંધમાં મારી જોડે સહમત ન થયું, અને મારે ઇન્ટરનેશનલ સંબંધી ઠરાવની વિરુદ્ધ મત આપવો પડયો. હવે તો સ્પષ્ટ થઈ રહ્યું છે કે સંમેલને ભૂલ કરી હતી અને ઘટનાઓએ લીધેલો ક્રમ એ ભૂલને થોડા વખતમાં સુધારી લેશે.

---

*જુઓ આ પુસ્તિકાનું પૃષ્ઠ ૫૫.—સં.

ઝિમ્મરવાલ્ડમાં રહીને આપણે (ભલે આપણી ઇચ્છા વિરુદ્ધ) ત્રીજી ઇન્ટરનેશનલની સ્થાપનામાં ઢીલ પાડવામાં મદદગાર બનીએ છીએ, વૈચારિક અને રાજકીય દૃષ્ટિએ મૃત ઝિમ્મરવાલ્ડના ટેકાના નિર્જીવ પથરાઓના બોજાને કારણે ત્રીજી ઇન્ટરનેશનલની સ્થાપનાને આડકતરી રીતે અવરોધીએ છીએ.

આખી દુનિયાની કામદાર વર્ગીય પાર્ટીઓની નજરમાં આપણી પાર્ટીની સ્થિતિ હવે એવી છે કે વિના વિલંબે ત્રીજી ઇન્ટરનેશનલની **સ્થાપના** આપણી **ફરજ બની રહે છે. આજે** એ કામ પાર પાડવા આપણા સિવાય બીજું કોઈ નથી, અને ઢીલથી માત્ર નુકસાન જ થઈ શકે. આપણે ઝિમ્મરવાલ્ડમાં કેવળ માહિતી ખાતર જ રહીએ તો નવી ઇન્ટરનેશનલ સ્થાપવા માટે આપણા હાથ છૂટા રહેશે (અને સાથે સાથે જો સંજોગો શક્ય બનાવે તો આપણે ઝિમ્મરવાલ્ડનો **ઉપયોગ કરી** શકીશું).

સંમેલને કરેલી ભૂલને લીધે હવે આપણે નિષ્ક્રિય રહીને વાટ જોવાની છે, ઓછામાં ઓછું ૧૯૧૭ના જુલાઈની પાંચમી તારીખ સુધી (ઝિમ્મરવાલ્ડ સંમેલન માટે નક્કી થયેલી તારીખ સુધી, તે **ફરી વાર** મુલતવી ન થઈ જાય તો! એક વાર તો મુલતવી થઈ ચૂક્યું છે...).

પરંતુ સંમેલન પછી આપણી પાર્ટીની કેંદ્રીય સમિતિએ સર્વાનુમતે અપનાવેલા અને મેની ૧૨મી તારીખે 'પ્રાવદા'ના પંચાવનમા અંકમાં પ્રગટ થયેલા નિર્ણયથી ભૂલને અરધી તો સુધારી લેવામાં આવી છે. એવો ફેંસલો કરવામાં આવ્યો છે કે ઝિમ્મરવાલ્ડમાં એ લોકો પ્રધાનો સાથે મસલત કરવાનું નક્કી કરે તો આપણે ત્યાંથી નીકળી જઈશું. હું આશા વ્યક્ત કરું છું કે બાકીની અરધી ભૂલ ઝડપથી, આપણે ઉદ્દામોનું ("ત્રીજી વહેણનું", "કૃત્યોમાં આંતરરાષ્ટ્રવાદીઓનું", જુઓ ઉપર પૃષ્ઠ ૨૩-૨૫*) પ્રથમ આંતરરાષ્ટ્રીય સંમેલન ભરીએ કે તરત, સુધારી લેવામાં આવશે.

મારે છણવાનો બીજો મુદ્દો ૧૯૧૭ના મેની છઠ્ઠી તારીખે "મિશ્ર પ્રધાનમંડળ"ની[46] રચનાનો છે. પુસ્તિકા આ મુદ્દાના સંબંધમાં તો કદાચ ખાસ જૂની થઈ ગયેલી **લાગે**.

પરંતુ વાસ્તવમાં બધા મુદ્દાઓમાંથી આ મુદ્દાના સંબંધમાં તે જરાય

---

* જુઓ આ પુસ્તિકાનાં પૃષ્ઠ ૪૯-૫૩.—સં.

જૂની નથી થઈ ગઈ. તે **પૂર્ણ રૂપે વર્ગીય** પૃથક્કરણ ઉપર આધારિત છે, અને દસ મૂડીવાદી પ્રધાનોની સામે છ પ્રધાનો બાન તરીકે પૂરા પાડનારા મેન્શેવિકો તથા નરોદનીકોને એવા પૃથક્કરણની ભયંકર બીક લાગે છે. પુસ્તિકા પૂર્ણ રૂપે વર્ગીય પૃથક્કરણ ઉપર આધારિત છે એટલે જ તે જૂની નથી થઈ ગઈ — પ્રધાનમંડળમાં જોડાનાર ત્સેરેતેલી, ચેર્નોવ, અને કંપનીએ પેત્રોગ્રાદ સોવિયેત તથા મૂડીદાર સરકાર વચ્ચેના કરારના કેવળ **રૂપમાં** જ પાડેલો ફરક **નજીવો** છે, અને મેં મારી પુસ્તિકામાં જાણીજોઈને ભારપૂર્વક કહ્યું છે (૮મા પૃષ્ઠમાં) કે "મારો નિર્દેશ વધારે તો રીતસરના કરાર તરફ નહિ પરંતુ વાસ્તવિક ટેકા તરફ છે".*

રોજ રોજ વધારે સ્પષ્ટ બનતું જાય છે કે ત્સેરેતેલી, ચેર્નોવ, અને કંપની મૂડીદારોના હાથમાં બાન સિવાય બીજું કશું જ નથી, "નવરચિત" સરકાર પોતાનાં પારાવાર વચનોને વિદેશનીતિમાં કે ગૃહનીતિમાં અમલમાં મૂકવા માગતી નથી અને મૂકી શકે એમ નથી. ચેર્નોવ, ત્સેરેતેલી, અને કંપનીએ મૂડીદારોના મદદનીશો, ક્રાંતિને વાસ્તવમાં રૂંધી નાખનારા માણસો, બની જઈને રાજકીય આત્મહત્યા કરી લીધી છે, કેરેન્સ્કી લોકસમુદાયોની ઉપર જોરજુલમ અજમાવવા જેટલી નીચી કક્ષાએ સરી પડયો છે (જુઓ આ પુસ્તિકાનું પૃષ્ઠ ૯: "ગુચકોવ તો સમુદાય ઉપર જુલમ વરસાવવાની હજી ખાલી ધમકી જ આપી રહ્યો છે"** પરંતુ કેરેન્સ્કીને એ ધમકીઓ અમલમાં મૂકવી **પડી છે...**)[47]. ચેર્નોવ, ત્સેરેતેલી, અને કંપનીએ પોતાની તેમ જ પોતાની પાર્ટીઓની — મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓની — રાજકીય હત્યા કરી નાખી છે. જેમ જેમ દિવસો વીતતા જશે તેમ તેમ લોકો આ વાત વધારે ને વધારે સાફ સમજતા જશે.

આ પુસ્તિકામાં આપણી ક્રાંતિના જે મૂળભૂત આંતરવિરોધોનું સંક્ષિપ્ત પૃથક્કરણ કરવામાં આવ્યું છે તેના વિકાસમાં મિશ્ર પ્રધાનમંડળ તો કેવળ એક ક્ષણિક ઘટના છે. આવી પરિસ્થિતિ લાંબો વખત ટકી ન શકે — કાં તો આપણે આખે મોરચે પ્રતિક્રાંતિ તરફ પીછેહઠ કરીએ અથવા રાજ્ય સત્તા બીજા વર્ગોના હાથમાં સુપરત કરવાની દિશામાં આગળ ધપીએ.

---

* જુઓ આ પુસ્તિકાનું પૃષ્ઠ ૩૨. — સં.

** જુઓ આ પુસ્તિકાનું પૃષ્ઠ ૩૩. — સં.

ક્રાંતિની વેળાએ, સામ્રાજ્યવાદી વિશ્વયુદ્ધ ચાલી રહ્યું છે ત્યારે, આપણે અચલ ઊભા ન રહી શકીએ.

એન. લેનિન

પિટર્સબર્ગ
૨૮મી મે, ૧૯૧૭

૧૯૧૭ના એપ્રિલની ૧૦મી (૨૩મી)
તારીખે લિખિત છેલ્લે બે શબ્દો
૧૯૧૭ના મેની ૨૮મી (જૂનની ૧૦મી)
તારીખે લિખિત

૧૯૧૭ના સપ્ટેંબરમાં પેત્રોગ્રાદમાં
'પ્રીબોઈ' પ્રકાશકો તરફથી પુસ્તિકા
રૂપે પ્રકાશિત

## ટિપ્પણીઓ

[1] ૧૯૧૭ના એપ્રિલની સાતમી તારીખે 'પ્રાવદા'ના ૨૬મા અંકમાં એન. લેનિન હસ્તાક્ષર સાથે છપાયેલા 'વર્તમાન ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યો' નામે લેખમાં પ્રખ્યાત 'એપ્રિલની થિસિસો' સામેલ છે. લેનિને એ થિસિસો રેલગાડીમાં પેત્રોગ્રાદ જતાં રસ્તામાં લખી હશે એમ સ્પષ્ટ લાગે છે.

લેનિને એ થિસિસો ૧૯૧૭ના એપ્રિલની ચોથી (સત્તરમી) તારીખે તાઉરિદા મહેલમાં ભરાયેલી બે મિટિંગોમાં વાંચી સંભળાવી હતી (બોલ્શેવિકોની મિટિંગમાં અને કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોના અખિલ રૂસી સંમેલનના બોલ્શેવિક તથા મેન્શેવિક ડેલિગેટોની સંયુક્ત મિટિંગમાં).

એ લેખનું પુનર્મુદ્રણ બોલ્શેવિક અખબારો 'સોત્સિઆલ-દેમોક્રાત' (મોસ્કો), 'પ્રોલેતારી' (ખાર્કોવ), 'ક્રાસ્નોયાર્સ્કી રાબોચી' (ક્રાસ્નોયાર્સ્ક), 'વ્પેર્યોદ' (ઉફા), 'બાકીન્સ્કી રાબોચી' (બાકુ), 'કાવકાઝસ્કી રાબોચી' (તીફ્લીસ), તથા અન્ય અખબારોમાં થયું હતું.—પૃ. ૫

[2] **મેન્શેવિકો**—રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર નિમ્ન-મૂડીવાદી તકવાદી વહેણના અનુયાયીઓ, કામદાર વર્ગની મૂડીદાર વર્ગના પ્રભાવનાં વાહનો. ર.સો.ડે.લે. પાર્ટીની ૧૯૦૩ના ઑગસ્ટમાં ભરાયેલી બીજી કૉંગ્રેસમાં પાર્ટીનાં કેંદ્રીય અંગોની ચૂંટણી દરમિયાન તેઓ લઘુમતીમાં (લઘુમતી માટેનો રશિયન ભાષાનો શબ્દ છે: મેન્શિન્સ્ત્વો) રહી ગયા ત્યારથી તેઓ મેન્શેવિકોના નામે ઓળખાવા લાગ્યા, અને લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શિન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયા. કામદાર વર્ગીય આંદોલનમાં તકવાદી નીતિને અનુસરતા મેન્શેવિકોએ

સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચે સમાધાન કરાવવાના પ્રયત્નો કર્યા. રશિયામાં ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી દ્વિવિધ સત્તાનો ગાળો આવ્યો: કામચલાઉ સરકારમાં મૂર્ત થતી મૂડીદાર અને સોવિયેતોમાં મૂર્ત થતી સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની સરમુખત્યારી. મેન્શેવિકો અને સમાજવાદી-લોકશાહીવાદીઓ મૂડીવાદી કામચલાઉ સરકારમાં દાખલ થઈ ગયા. એ સરકારની સામ્રાજ્યવાદી નીતિનું તેમણે સમર્થન કર્યું અને સર્વહારા ક્રાંતિના વધતા જતા જુવાળની સામે તેઓ લડયા. સોવિયેતોમાં પણ તેમણે એવી જ નીતિ અપનાવી અને કામચલાઉ સરકારને ટેકો આપ્યો તથા ક્રાંતિકારી આંદોલન ઉપરથી જનતાનું ધ્યાન દૂર હઠાવવાની કોશિશ કરી.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી મેન્શેવિકોએ ઉઘાડી પ્રતિક્રાંતિકારી પાર્ટીનું રૂપ લઈ લીધું અને સોવિયેત સત્તાની વિરુદ્ધ લક્ષ્યાંકિત કાવતરાં તથા બળવાઓનું સંગઠન કર્યું તેમ જ તેમાં ભાગ લીધો. — પૃ. ૫

[3] **પ્રજાકીય સમાજવાદીઓ** — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીની મવાળ પાંખે ૧૯૦૬માં સ્થપાયેલી એક નિમ્ન-મૂડીવાદી પાર્ટી. તેમના રાજકીય વિચારો કેડેટોના રાજકીય વિચારો જેવા હતા. પ્રજાકીય સમાજવાદીઓએ બંધારણીય રાજશાહીના માળખામાં સાધારણ લોકશાહીવાદી માંગો રજૂ કરી, સમાજવાદી-ક્રાંતિકારી કાર્યક્રમમાં સામેલ જમીનના સમાજીકરણની માંગ તેમણે પડતી મૂકી દીધો, અને જમીનજાગીરોની ફેરબદલીની હિમાયત કરી પરંતુ ખરીદીના આધારે. પાર્ટીના આગેવાનોમાં બીજાઓની સાથે પેશેખોનોવ, મ્યાકોતિન, અને આન્નેન્સ્કી સામેલ હતા. ૧૯૧૭ના ફેબ્રુઆરી પછી તેમણે મૂડીવાદી કામચલાઉ સરકારનું સમર્થન કર્યું અને ઑક્ટોબર ક્રાંતિ પછી તેઓ પ્રતિક્રાંતિકારી દળોમાં જોડાઈ ગયા.

**સમાજવાદી-ક્રાંતિકારીઓ** — ૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં રશિયામાં સ્થપાયેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટીના સભ્યો. સમાજવાદી-ક્રાંતિકારીઓએ જમીનજાગીરોની નાબૂદીની માંગ ઉઠાવી અને "શ્રમના સિદ્ધાંતના આધારે જમીનના સમતાવાદી ખેડહકનું" સૂત્ર રજૂ કર્યું. સમાજવાદી-ક્રાંતિકારીઓ સર્વહારા વર્ગ અને કિસાનપ્રજા વચ્ચેનો તફાવત પારખી ન શક્યા. તેમણે કિસાનપ્રજાની અંદરના વર્ગીય તફાવતો તથા વિરોધોની અવગણના કરી અને ક્રાંતિમાં સર્વહારા વર્ગની આગેવાનીની

ભૂમિકાને નકારી કાઢી. સમાજવાદી-ક્રાંતિકારીઓએ આપખુદશાહીના સંઘર્ષની રીત તરીકે વ્યક્તિગત ત્રાસ અપનાવેલી. ૧૯૦૫-૭ની ક્રાંતિના પરાજય પછી મોટા ભાગના સમાજવાદી-ક્રાંતિકારીઓ મૂડીવાદી ઉદારમતવાદના પંથે ચાલ્યા ગયા. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી સમાજવાદી-ક્રાંતિકારીઓએ પ્રતિક્રાંતિકારી મૂડીવાદી-જમીનમાલિક કામચલાઉ સરકારને મુખ્ય ટેકો પૂરો પાડયો. તેમણે કિસાન આંદોલનના દમનની નીતિ અપનાવી અને સમાજવાદી ક્રાંતિની તૈયારી કરી રહેલા કામદાર વર્ગની સામે સંઘર્ષમાં મૂડીદારો તથા જમીનદારોને બિનશરતી ટેકો આપ્યો. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેમણે સોવિયેત રાજ્યની વિરુદ્ધ પોતાની દુશ્મનાવટભરી પ્રવૃત્તિ ચાલુ રાખી.

**સંગઠન સમિતિ** ૧૯૧૨માં મેન્શેવિક વિસર્જનવાદીઓ તથા બીજાં પાર્ટી વિરોધી જૂથો તથા વહેણોના ઑગસ્ટ સંમેલનમાં સ્થાપવામાં આવી હતી. ૧૯૧૭ના ઑગસ્ટમાં મેન્શેવિક પાર્ટીની કેંદ્રીય સમિતિની ચૂંટણી સુધી તે મેન્શેવિક કેંદ્ર તરીકે કામગીરી કરતી હતી.—પૃ. ૭

[4] **યેદીન્સ્ત્વો** (એકતા)—પ્લેખાનોવની આગેવાની હેઠળ મેન્શેવિક સંરક્ષણવાદીઓની અત્યંત મવાલ પાંખ તરફથી પેત્રોગ્રાદમાં પ્રકાશિત અખબાર. અખબારના ચાર અંક ૧૯૧૪ના મે અને જૂનમાં પ્રગટ થયા હતા. ૧૯૧૭ના માર્ચથી નવેંબર સુધી તે દૈનિક તરીકે પ્રગટ થયું હતું. ૧૯૧૭ના ડિસેંબરમાં અને ૧૯૧૮ના જાન્યુઆરીમાં તે 'નાશે યેદીન્સ્ત્વો' (આપણી એકતા) નામે પ્રગટ થયું હતું. અખબારે કામચલાઉ સરકારને ટેકો આપ્યો હતો અને મૂડીદાર વર્ગ જોડે મિશ્ર સરકારની તથા "મક્કમ સત્તા"ની હિમાયત કરી હતી. તેણે બોલ્શેવિકો ઉપરના પ્રહારોમાં ઘણી વાર ગંધારાં અખબારોની રીતો અજમાવી હતી. તેણે ઑક્ટોબર ક્રાંતિ તથા સોવિયેત સત્તાની સ્થાપના સામે અદાવતી ધોરણ અખત્યાર કર્યું હતું.—પૃ. ૯

[5] **રૂસ્સ્કાયા વોલ્યા** (રૂસી આઝાદી)—ઝારશાહી ગૃહપ્રધાન પ્રોતોપોપોવે સ્થાપેલું અને મોટી બૅંકો તરફથી ચલાવવામાં આવેલું મૂડીવાદી દૈનિક. તે પહેલી વાર ૧૯૧૬ના ડિસેંબરમાં પેત્રોગ્રાદમાં પ્રગટ થયું હતું. ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી અખબારે બોલ્શેવિકોની

વિરુદ્ધ નાલેશીની જેહાદ ચલાવી હતી. ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૫મી તારીખે ક્રાંતિકારી લશ્કરી સમિતિએ તેનું પ્રકાશન બંધ કરાવી દીધું હતું.—પૃ. ૧૦

[6] જુઓ, માર્ક્સ અને એંગેલ્સ, 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું', ૧૮૭૨ની જર્મન આવૃત્તિની પ્રસ્તાવના; કાર્લ માર્ક્સ, 'ફ્રાંસમાં આંતરવિગ્રહ. આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની સામાન્ય પરિષદનું સંબોધન'; 'ગોથા કાર્યક્રમની મીમાંસા'; એંગેલ્સનો '૧૮૭૫ના માર્ચની ૧૮-૨૮ તારીખનો બેબેલને સંબોધિત પત્ર'; માર્ક્સના '૧૮૭૧ના એપ્રિલની ૧૨મી અને ૧૭મી તારીખના કુગેલમાનને સંબોધિત પત્રો'. (કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, ચૂંટેલી કૃતિઓ, ત્રણ ગ્રંથની આવૃત્તિ, ગ્રંથ ૧, મોસ્કો, ૧૯૬૯, પૃષ્ઠ ૯૮-૯૯; ગ્રંથ ૨, પૃષ્ઠ ૨૧૭-૨૩૪; ગ્રંથ ૩, મોસ્કો, ૧૯૭૦, પૃષ્ઠ ૩૩-૩૭; ગ્રંથ ૨, પૃષ્ઠ ૪૨૦-૨૨; ચૂંટેલા પત્રો, મોસ્કો, ૧૯૬૫, પૃષ્ઠ ૨૯૦-૯૬.)—પૃ. ૧૦

[7] **૧૯૧૪ના ઑગસ્ટની ચોથી તારીખે** જર્મન રાઈખ્સ્ટાગમાં સામાજિક-લોકશાહીવાદીઓએ વિલ્હેલ્મ બીજાની સરકારને યુદ્ધ સંબંધી લોનો આપવાની તરફેણમાં મત આપ્યા હતા.—પૃ. ૧૧

[8] લેનિનની પુસ્તિકા 'કાર્યનીતિ સંબંધી પત્રો. પહેલો પત્ર' ૧૯૧૭માં પેત્રોગ્રાદમાં બોલ્શેવિક પ્રકાશન ગૃહ 'પ્રીબોઈ' તરફથી પ્રગટ થઈ હતી. તેની ત્રણ આવૃત્તિઓ છપાઈ હતી. 'પ્રાવદા'ના ૪૨મા અંકમાં છપાયેલા અહેવાલ મુજબ પહેલી આવૃત્તિ એપ્રિલની ૨૭મી (મેની ૧૦મી) તારીખ પહેલાં પ્રગટ થઈ હતી. એથી રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ના સાતમા (એપ્રિલ) સંમેલનના ડેલિગેટો માટે, ચાલુ પરિસ્થિતિ સંબંધી ઠરાવ ઉપર મત લેવાતાં પહેલાં (મત એપ્રિલની ૨૯મી (મેની ૧૨મી) તારીખે લેવાના હતા), પુસ્તિકા વાંચી લેવાનું શક્ય બન્યું. ત્રણેય આવૃત્તિઓમાં લેનિનની 'એપ્રિલની થિસિસો' પુરવણી તરીકે સામેલ કરવામાં આવી હતી.—પૃ. ૧૨

[9] **પ્રાવદા** (સત્ય)—કાયદેસર બોલ્શેવિક દૈનિક અખબાર. તે પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું હતું. તેની સ્થાપના ૧૯૧૨ના એપ્રિલમાં થઈ હતી. તેનો

પહેલો અંક ૧૯૧૨ના એપ્રિલની ૨૨મી (મેની ૫મી) તારીખે બહાર પડયો હતો. લેનિન 'પ્રાવદા'ને સૈદ્ધાંતિક માર્ગદર્શન આપતા. આજે 'પ્રાવદા' સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીનું મુખપત્ર છે.—પૃ. ૧૨

[10] જુઓ એંગેલ્સનો ૧૮૮૩ના નવેંબરની ૨૯મી તારીખનો ઝોર્ગેને સંબોધિત પત્ર (માર્ક્સ અને એંગેલ્સ, ચૂંટેલા પત્રો, મોસ્કો, ૧૯૬૫, પૃષ્ઠ ૩૯૫-૯૮).—પૃ. ૧૩

[11] લેનિને ગેટેની કરુણાંતિકા 'ફૌસ્ટ'માંથી («Faust») મેફિસ્ટોફિલિસના શબ્દો ટાંક્યા છે. ભાગ પહેલો.—પૃ. ૧૬

[12] "નામદાર શહેનશાહનું વિરોધી દળ" શબ્દો બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના આગેવાન મિલ્યુકોવના છે. ૧૯૦૯ના જૂનની ૧૯મી (જુલાઈની બીજી) તારીખે લંડનના લૉર્ડ મેયર તરફથી આયોજવામાં આવેલા ભોજન સમારોહમાં પ્રવચન કરતી વેળા મિલ્યુકોવે કહેલું: "જ્યાં સુધી રશિયામાં નાણાભંડોળનું નિયંત્રણ કરતી વિધાનસભા છે ત્યાં સુધી રૂસી વિરોધી દળ નામદાર શહેનશાહની સામે નહિ પરંતુ નામદાર શહેનશાહનું વિરોધી દળ જ રહેશે" ('રેચ', અંક ૧૬૭, ૨૧મી જૂન (ચોથી જુલાઈ), ૧૯૦૯).—પૃ. ૧૯

[13] **"ઝાર નહિ પરંતુ કામદારોની સરકાર"**—૧૯૦૫માં પાર્વુસે રજૂ કરેલું બોલ્શેવિક વિરોધી સૂત્ર. એ સૂત્ર કાયમી ક્રાંતિના, કિસાનપ્રજા વગર ક્રાંતિના, ત્રોત્સ્કીપંથી સિદ્ધાંતનું મુખ્ય વિધાન અંકિત કરતું હતું. એ "સિદ્ધાંત"માં એવા લેનિનવાદી સિદ્ધાંતનો વિરોધ અંકિત હતો કે વ્યાપક પ્રજાકીય આંદોલનની આગેવાની સર્વહારા વર્ગના હાથમાં હોય તો મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિનો વિકાસ સમાજવાદી ક્રાંતિમાં થાય.—પૃ. ૧૯

[14] જુઓ કાર્લ માર્ક્સ, 'ફ્રાંસમાં આંતરવિગ્રહ. આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની સામાન્ય પરિષદનું સંબોધન'; ફ્રેડરિક એંગેલ્સ, (કાર્લ માર્ક્સના 'ફ્રાંસમાં આંતરવિગ્રહ')નું 'આમુખ' (કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, ચૂંટેલી કૃતિઓ, ત્રણ ગ્રંથની આવૃત્તિ, ગ્રંથ ૨, મોસ્કો, ૧૯૬૯, પૃષ્ઠ ૨૧૭-૨૩૪, ૧૭૮-૧૭૯).—પૃ. ૨૦

[15] **બ્લાંકીપંથીઓ** — ફ્રેંચ સમાજવાદી આંદોલનની અંદરનું એક વહેણ. તેનો આગેવાન નામાંકિત ક્રાંતિકારી અને ફ્રેંચ તરંગી સામ્યવાદનો જાણીતો પ્રતિનિધિ લુઈ ઑગ્યુસ્ત બ્લાંકી (૧૮૦૫-૧૮૮૧) હતો. બ્લાંકીપંથીઓ અપેક્ષા રાખતા હતા કે "માનવજાતિને રોજી-ગુલામીથી મુક્તિ સર્વહારા વર્ગસંઘર્ષ મારફત નહિ પરંતુ બુદ્ધિજીવીઓની નાનકડી લઘુસંખ્યાએ ઘડી કાઢેલા કાવતરા મારફત મળશે" (વ્લા. ઇ. લેનિન). ક્રાંતિકારી પાર્ટીની પ્રવૃત્તિને બદલે કાવતરાખોરોના જૂથનાં કૃત્યોને પસંદગી આપતા બ્લાંકીપંથીઓએ લોકસમુદાયો જોડે સંપર્કો સ્થાપવાના કાર્યની અવગણના કરી અને લોકવ્યાપી ક્રાંતિકારી આંદોલનની આવશ્યકતાને સમજવાની અશક્તિ જાહેર કરી.—પૃ. ૨૦

[16] લેનિનનો નિર્દેશ પ્લેખાનોવની પુસ્તિકા 'અરાજકતાવાદ અને સમાજવાદ' તરફ છે. તે પહેલી વાર જર્મન ભાષામાં ૧૮૯૪માં બર્લિનમાં પ્રગટ થઈ હતી.—પૃ. ૨૧

[17] અહીંયાં લેનિનનો નિર્દેશ ૧૯૦૭ના અંતમાં પિટર્સબર્ગમાં પ્રકાશિત થયેલા તેમની કૃતિઓના ગ્રંથ તરફ છે: વ્લા. ઇલ્યીન, 'બાર વર્ષો, લેખસંગ્રહ, ગ્રંથ ૧. રૂસી માર્ક્સવાદ અને રૂસી સામાજિક-લોકશાહીવાદમાં બે વહેણો'. —પૃ. ૨૩

[18] **કેડેટો** — રશિયામાં લિબરલ-રાજશાહીવાદી મૂડીદાર વર્ગની અગ્રિમ પાર્ટીના, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના, સભ્યો. તેની સ્થાપના ૧૯૦૫ના ઑક્ટોબર માસમાં થઈ હતી અને તે મૂડીદાર વર્ગના, જમીનમાલિકોના, અને મૂડીવાદી બુદ્ધિજીવીઓના પ્રતિનિધિઓની બનેલી હતી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન કેડેટોએ ઝારશાહી સરકારની વિસ્તારવાદી નીતિને સક્રિય ટેકો આપ્યો અને ૧૯૧૭માં જ્યારે ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ શરૂ થઈ ત્યારે તેમણે રાજશાહીને બચાવી લેવાની કોશિશ કરી. કેડેટોએ મૂડીવાદી કામચલાઉ સરકારમાં મહત્ત્વનાં સ્થાનો મેળવી લઈને લોકવિરોધી પ્રતિક્રાંતિકારી નીતિ અમલમાં મૂકી. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી તેઓ સોવિયેત સત્તાના કટ્ટર દુશ્મનો

બની ગયા અને બધી સશસ્ત્ર પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં તેમ જ દખલબાજોની ચડાઈઓમાં તેમણે ભાગ લીધો. — પૃ. ૨૭

[19] **ત્રુદોવિકો** (ત્રુદોવિક જૂથ) — રૂસી દૂમાઓમાં નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓનું જૂથ. તેમાં નરોદવાદી વલણ ધરાવતા કિસાનો તથા બુદ્ધિજીવીઓ સામેલ હતા. ત્રુદોવિક જૂથની રચના ૧૯૦૬ના એપ્રિલમાં પ્રથમ દૂમાના કિસાન સભ્યોમાંથી કરવામાં આવી હતી. ત્રુદોવિકોએ કેડેટો અને સામાજિક-લોકશાહીવાદીઓ વચ્ચેની ગણાય એવી નીતિ અપનાવી હતી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેમણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું.

તેમણે ૧૯૧૭માં મૂડીવાદી કામચલાઉ સરકારને સક્રિય ટેકો આપ્યો હતો. ૧૯૧૭ની ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી ત્રુદોવિકોએ મૂડીવાદી પ્રતિક્રાંતિનો પક્ષ લીધો હતો. — પૃ. ૨૮

[20] **નરોદવાદ** — ઓગણીસમી સદીના સાતમા તથા આઠમા દાયકા દરમિયાન રશિયન ક્રાંતિકારી આંદોલનનો એક નિમ્ન-મૂડીવાદી વિચાર-પ્રવાહ. એ નિમ્ન-મૂડીવાદી આંદોલનનું અંતિમ લક્ષ્ય આપખુદશાહીની નાબૂદીનું અને જગીરોની જમીન કિસાનોને હવાલે કરી દેવાનું હતું. નરોદવાદીઓનું ધોરણ એવું હતું કે રશિયામાં મૂડીવાદ તો આકસ્મિક પરિઘટના છે. એટલે તેઓ કિસાનપ્રજાને મુખ્ય ક્રાંતિકારી પરિબળ ગણતા હતા, અને સમાજવાદના વિકાસ માટે ગ્રામ સમાજને આધાર માનતા હતા. નરોદવાદીઓ કિસાનોને ઝારશાહી સામે વિદ્રોહ માટે તૈયાર કરવા ગામોમાં, "જનતા"માં, ગયા પરંતુ ત્યાં તેમને કશો ટેકો ન મળ્યો.

ઓગણીસમી સદીના નવમા અને છેલ્લા દાયકામાં નરોદવાદીઓએ ઝારશાહી તરફ સમાધાનની કાર્યનીતિ અપનાવી હતી, કુલકોનાં હિતોનું સમર્થન કર્યું હતું, અને માર્ક્સવાદની ઉપર ઝનૂની પ્રહારો કર્યા હતા. — પૃ. ૩૩

[21] ક્રીલોવની વાર્તા 'બિલાડો અને રસોયો'માંથી અવતરણ. — પૃ. ૩૪

[22] જુઓ એંગેલ્સનો ૧૮૭૫ના માર્ચની ૧૮-૨૮ તારીખનો ઑગસ્ટ બેબેલને સંબોધિત પત્ર (માર્ક્સ અને એંગેલ્સ, ચૂંટેલા પત્રો, મોસ્કો, ૧૯૬૫, પૃષ્ઠ ૨૯૦-૯૬). — પૃ. ૩૯

[23] જુઓ, કાર્લ માર્ક્સ, 'ફ્રાંસમાં આંતરવિગ્રહ. આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની સામાન્ય પરિષદનું સંબોધન' (કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, ચૂંટેલી કૃતિઓ, ત્રણ ગ્રંથની આવૃત્તિ, ગ્રંથ ૨, મોસ્કો, ૧૯૬૯, પૃષ્ઠ ૨૨૩).—પૃ. ૪૦

[24] **માનીલોવપંથ**—ગોગોલની કૃતિ 'મૃત આત્માઓ'ના એક પાત્ર માનીલોવ ઉપરથી. એ નામ આત્મસંતોષ, નિષ્ક્રિયતા, અને વ્યર્થ દિવાસ્વપ્નનો પર્યાય બની ગયું છે.—પૃ. ૪૭

[25] **ફેબિયન સોસાયટી**—૧૮૮૪માં સ્થપાયેલી બ્રિટિશ સુધારણ સંગઠન. તેમાં મુખ્યત્વે મૂડીવાદી બુદ્ધિજીવીઓ સામેલ હતા—વિદ્વાનો, લેખકો, જાહેર વ્યક્તિઓ (સીડની અને બીએટ્રીસ વેબ્બ, જ્યોર્જ બર્નાર્ડ શૉ, રામ્સે મૅકડોનલ્ડ, તથા અન્ય). ફેબિયનો કહેતા કે સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની અને સમાજવાદી ક્રાંતિની જરૂર જ નથી, અને તેઓ એવો મત ધરાવતા હતા કે મૂડીવાદમાંથી સમાજવાદ સુધીનું સંક્રમણ પરિમિત ક્રમશઃ સુધારાઓ દ્વારા સિદ્ધ કરી શકાશે. ફેબિયન સોસાયટી ૧૯૦૦ની સાલમાં લેબર પાર્ટી જોડે ભળી જઈને તેનો એક ભાગ બની ગઈ.—પૃ. ૪૭

[26] **લેબરપંથીઓ**—બ્રિટિશ લેબર પાર્ટીના સભ્યો. લેબર પાર્ટીની સ્થાપના સંસદમાં લેબર સભ્યો ચૂંટી કાઢવાના ઉદ્દેશે સમાજવાદી સંગઠનો તથા જૂથોનાં ટ્રેડ યુનિયનોના મંડળ—લેબર પ્રતિનિધિત્વ સમિતિ—તરીકે ૧૯૦૦માં થઈ હતી. તેણે ૧૯૦૬માં લેબર પાર્ટી નામ અપનાવ્યું. પાર્ટીની ફી ચૂકવતા સઘળા ટ્રેડ યુનિયન સભ્યો આપોઆપ પાર્ટીના સભ્યો બની ગયા. પાર્ટીની સ્થાપનાના વખતથી જ તેના અગેવાનોએ મૂડીદારોની જોડે વર્ગ સહયોગની નીતિ અપનાવી. લેબર પાર્ટીના આગેવાનોએ પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન (૧૯૧૪-૧૮) સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું.—પૃ. ૪૭

[27] **કામદારોનું અથવા કામદાર સામાજિક-લોકશાહીવાદી જૂથ** (આર્બેઇટ્સગેમેનશાફ્ટ)—રાઇખ્સ્ટાગના સામાજિક-લોકશાહીવાદી જૂથમાંથી છૂટા થઈ ગયેલા સભ્યોએ ૧૯૧૬ના માર્ચમાં સ્થાપેલું જર્મન મધ્યમપંથીઓનું સંગઠન. ૧૯૧૭ના એપ્રિલમાં સ્થાપવામાં આવેલી જર્મનીની

સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીમાં તે હાર્દ સમું બની રહ્યું. એ પાર્ટીએ ઉઘાડા સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓને ખરા ઠરાવવાની કોશિશ કરી હતી અને તેમની જોડે એકતાની હિમાયત કરી હતી.—પૃ. ૪૯

[28] **લઘુમતીવાળાઓ** અથવા **લોંગેપંથીઓ**—૧૯૧૫માં ફ્રેંચ સમાજવાદી પાર્ટીમાં અસ્તિત્વમાં આવેલી લઘુમતી. લઘુમતીવાળાઓ, સામાજિક-સુધારાવાદી લોંગેના અનુયાયીઓ, મધ્યમપંથી વિચારો ધરાવતા હતા અને સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓના સંબંધમાં સમાધાની નીતિ અનુસરતા હતા. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેમણે સામાજિક-શાંતિવાદી ધોરણ અપનાવ્યું હતું. રશિયામાં ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી તેમણે પોતાને સર્વહારા વર્ગની સરમુખત્યારીના અનુયાયીઓ તરીકે જાહેર કરેલા પરંતુ વાસ્તવમાં તેઓ એવી સરમુખત્યારીના વિરોધી રહ્યા હતા. તેમણે સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ જોડે સરકારની નીતિ ચાલુ રાખી હતી અને વર્સાઈની ધાડપાડુ સંધિને ટેકો આપ્યો હતો. ૧૯૨૦ના ડિસેંબરમાં તૂર ખાતે ભરાયેલી ફ્રેંચ સમાજવાદી પાર્ટીની કૉંગ્રેસમાં લોંગેપંથીઓ પોતાને લઘુમતીમાં અને ઉદ્દામ પાંખને વર્ચસ્વની સ્થિતિમાં જોઈને ઉઘાડા સુધારાવાદીઓ સાથે મળી જઈને પાર્ટીથી અળગા થઈ ગયા અને અઢીમી ઈન્ટરનેશનલમાં જોડાઈ ગયા. એ કૉંગ્રેસનું પતન થઈ ગયા પછી તેઓ બીજી ઈન્ટરનેશનલમાં પાછા ફર્યા.—પૃ. ૪૯

[29] **સ્વતંત્ર લેબર પાર્ટી**—એક સુધારાવાદી સંગઠન. તેનું આયોજન ૧૮૯૩માં હતું. એ વખતે હડતાલના સંઘર્ષો અને મૂડીવાદી પાર્ટીઓથી સ્વતંત્ર થઈ જવા માટેનાં અંગ્રેજી કામદાર વર્ગનાં આંદોલનો જોરદાર બની રહ્યાં હતાં. પાર્ટીનો નેતા કીર હાર્ડી હતો. સ્વતંત્ર લેબર પાર્ટીએ શરૂઆતથી જ મૂડીવાદી-સુધારાવાદી વલણ અપનાવ્યું અને પોતાનું મુખ્ય ધ્યાન પાર્લમેન્ટરી રીતો ઉપર તથા ઉદારવાદી પાર્ટીની જોડે પાર્લમેન્ટરી સમજૂતીઓ ઉપર કેંદ્રિત કર્યું. લેનિનના શબ્દોમાં સ્વતંત્ર લેબર પાર્ટી “હંમેશાં મૂડીદાર વર્ગની ઉપર આધાર રાખનારી તકવાદી પાર્ટી હતી” (વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૯, પૃષ્ઠ ૪૯૪).

પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યાર પછી સ્વતંત્ર લેબર પાર્ટીએ યુદ્ધની વિરુદ્ધ જાહેરનામું પ્રસિદ્ધ કરેલું, પરંતુ થોડાક જ વખત બાદ તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણો અખત્યાર કરી લીધાં.—પૃ. ૪૯

[30] **બ્રિટિશ સમાજવાદી પાર્ટીની** સ્થાપના સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અને બીજાં સમાજવાદી જૂથોના એકીકરણના પરિણામે ૧૯૧૧માં માંચેસ્ટર ખાતે થઈ હતી. બ્રિટિશ સમાજવાદી પાર્ટી માર્ક્સવાદી વિચારોનો પ્રસાર કરતી, તે "તકવાદી નહોતી અને ઉદારવાદીઓથી ખરેખર સ્વતંત્ર હતી" (વ્લા. ઇ. લેનિન). પરંતુ તેના સભ્યોની સંખ્યા નાની હોવાથી અને લોકસમુદાયો સાથેના તેના સંબંધો નબળા હોવાથી તેનું સ્વરૂપ અમુક પ્રમાણમાં સંકુચિત પ્રકારનું રહ્યું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદીઓ (વિલિયમ ગૅલેહર, આલ્બર્ટ ઇંકપિત, જૉન મેકલિન, થિયોડોર રોત્સ્તાઇન, વગેરે) અને હાઇન્ડમેનની આગેવાની હેઠળના સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ વચ્ચે કારમો સંઘર્ષ થયો. આંતરરાષ્ટ્રવાદી વહેણની અંદર અસંગત તત્ત્વો હતાં અને તેમણે કેટલાક સવાલો અંગે મધ્યમપંથી ધોરણો લીધાં. ૧૯૧૬ના એપ્રિલમાં સાલફોર્ડ ખાતે ભરવામાં આવેલા બ્રિટિશ સમાજવાદી પાર્ટીના વાર્ષિક સંમેલને હાઇન્ડમેન તથા તેના અનુયાયીઓના સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણને વખોડી કાઢ્યું અને તેઓ પાર્ટી છોડીને જતા રહ્યા. બ્રિટિશ સમાજવાદી પાર્ટીએ રશિયાની ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિને વધાવી લીધી હતી, અને વિદેશી દખલબાજોની વિરુદ્ધ સોવિયેત રશિયાના સમર્થનમાં બ્રિટિશ મહેનતકશ લોકોની ઝુંબેશમાં તેના સભ્યોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. ૧૯૧૯માં પાર્ટીનાં સંગઠનોની ભારે મોટી બહુમતીએ (૯૮ની વિરુદ્ધ ૪) કોમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલમાં જોડાઈ જવાની તરફેણમાં જાહેરાત કરી. બ્રિટિશ સમાજવાદી પાર્ટી અને સામ્યવાદી એકતા જૂથ મળીને ગ્રેટ બ્રિટનની કોમ્યુનિસ્ટ પાર્ટીનો કેંદ્રભાગ બની રહ્યાં. ૧૯૨૦માં ભરવામાં આવેલી પ્રથમ (એકતા) કૉંગ્રેસમાં વિશાળ બહુસંખ્યાનાં સ્થાનિક સંગઠનો કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગયાં. — પૃ. ૪૯

[31] **ઉદ્દામ ઝિમ્મરવાલ્ડ જૂથની** સ્થાપના ૧૯૧૫ના સપ્ટેંબરમાં ઝિમ્મરવાલ્ડ (સ્વિટ્ઝર્લૅંડ) ખાતે ભરાયેલા સમાજવાદી-આંતરરાષ્ટ્રવાદીઓના સંમેલનમાં લેનિનની આગેવાની હેઠળ થઈ હતી. આ જૂથમાં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના કેંદ્રીય સમિતિના, સ્વિસ, નોર્વે, જર્મની, સ્વિટ્ઝર્લૅંડના ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદના, પોલિશ સામાજિક-લોકશાહીવાદી વિરોધી દળના, તથા લાત્વીયન સામાજિક-લોકશાહીવાદના, પ્રતિનિધિઓ સામેલ હતા. એ જૂથે સંમેલનની બહુમતીના લગભગ

મધ્યમપંથી ધોરણની સખત ટીકા કરી અને સામાજિક-અંધરાષ્ટ્રવાદ સાથે પૂર્ણ રૂપે સંબંધ-વિચ્છેદ કરી નાખવાની તથા સામ્રાજ્યવાદી સરકારોની વિરુદ્ધ આમ ક્રાંતિકારી સંઘર્ષ શરૂ કરવાની સંમેલનને હાકલ કરી. તેણે સામ્રાજ્યવાદી યુદ્ધને વખોડી કાઢતા, સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની દગાખોરીને ઉઘાડી પાડતા, અને વધારે જોરદાર યુદ્ધ વિરોધી સંઘર્ષની આવશ્યકતા ઉપર ભાર મૂકતા કાચા ઠરાવો રજૂ કર્યા. એ કાચા ઠરાવોને મધ્યમપંથી બહુમતીએ નકારી કાઢયા. પરંતુ સંમેલને અપનાવેલા જાહેરનામામાં પોતાના કાચા ઠરાવના કેટલાય મહત્ત્વના મુદ્દાઓ સામેલ કરાવવામાં ઝિમ્મરવાલ્ડ ઉદ્દામો સફળ થયા. જૂથે જાહેર કર્યું કે પોતે ઝિમ્મરવાલ્ડ સંગઠનની અંદર સામેલ રહીને પોતાના વિચારોનો ફેલાવો કરશે અને આંતરરાષ્ટ્રીય પાયા ઉપર સ્વતંત્ર પ્રવૃત્તિ ચલાવશે.

બોલ્શેવિકો, સુસંગત આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવનારા એકમાત્ર જૂથના સભ્યો, ઝિમ્મરવાલ્ડ ઉદ્દામોમાં માર્ગદર્શક પરિબળ બની રહ્યા, અને ઝિમ્મરવાલ્ડ ઉદ્દામો થોડા વખતમાં જ વિશ્વ સામાજિક-લોકશાહીવાદનાં આંતરરાષ્ટ્રવાદી તત્ત્વોના એકત્રીકરણનું બિંદુ બની ગયા. ઝિમ્મરવાલ્ડના ઉદ્દામ જૂથમાં વિવિધ દેશોના જે સામાજિક-લોકશાહીવાદીઓ સામેલ હતા તેમણે સક્રિય ક્રાંતિકારી પ્રવૃત્તિ ચલાવી અને પોતપોતાના દેશોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપનામાં મહત્ત્વની ભૂમિકા ભજવી.—પૃ. ૪૯

32 **આંતરરાષ્ટ્રીય જૂથ**ની સ્થાપના પ્રથમ વિશ્વયુદ્ધના આરંભના દિવસોમાં કાર્લ લીબ્કનેખ્ત, રોઝા લુકઝેમ્બુર્ગ, ફ્રાંઝ મેહરિંગ, કલારા ઝેતકિન, અને બીજા જર્મન ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓએ કરી હતી. જૂથે રાજકીય ચોપાનિયાં પ્રગટ કર્યાં અને ૧૯૧૬માં 'સ્પાર્ટાકસ' હસ્તાક્ષર હેઠળ પોતાના 'રાજકીય પત્રો'ના ગેરકાયદેસર પ્રકાશન તથા પ્રસારની શરૂઆત કરી. (આ પત્રો ૧૯૧૮ના ઑક્ટોબર સુધી નિયમિત પ્રગટ થયા હતા.) ૧૯૧૬ના જાન્યુઆરીમાં તેને 'સ્પાર્ટાકસ' જૂથ એવું નવું નામ આપવામાં આવ્યું.

સ્પાર્ટાકસવાદીઓએ જનતામાં ક્રાંતિકારી પ્રચાર ચલાવ્યો, હડતાલોનું સંચાલન કર્યું, અને યુદ્ધના સામ્રાજ્યવાદી સ્વરૂપને ઉઘાડું પાડયું તેમ જ તકવાદી સામાજિક-લોકશાહીવાદી નેતાઓની દગાખોરીને ખુલ્લી પાડી. પરંતુ જૂથ સિદ્ધાંત અને નીતિના અત્યંત મહત્ત્વના સવાલોના સંબંધમાં

ગંભીર ભૂલોથી બચી નહોતું શક્યું : તેણે સામ્રાજ્યવાદના યુગમાં રાષ્ટ્રીય મુક્તિ યુદ્ધોની શક્યતાને નકારી હતી, સામ્રાજ્યવાદી યુદ્ધને આંતરવિગ્રહમાં પલટાવી નાખવાના સવાલના સંબંધમાં વિસંગત ધોરણ અપનાવ્યું હતું, કામદાર વર્ગની મોખરાની હરોળ તરીકે સર્વહારા વર્ગીય પાર્ટીની ભૂમિકાનું ન્યૂન મૂલ્યાંકન કર્યું હતું, અને તકવાદીઓ સાથેના સંબંધો નિર્ણાયક રીતે તોડી નાખવાનો વિરોધ કર્યો હતો.

૧૯૧૭ના એપ્રિલ માસમાં તેઓ સંગઠનાત્મક દૃષ્ટિએ સ્વાયત્ત સંસ્થા તરીકે જર્મનીની કેંદ્રવાદી સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીમાં સામેલ થયા. ૧૯૧૮ના નવેંબર માસમાં જર્મનીની ક્રાંતિ દરમિયાન સ્પાર્ટાકસવાદીઓએ 'સ્પાર્ટાકસ લીગ'નું સંગઠન કર્યું અને ૧૯૧૮ના ડિસેંબરની ૧૪ની તારીખે પોતાનો કાર્યક્રમ પ્રકાશિત કર્યો. ૧૯૧૮ના ડિસેંબરની ૩૦મી તારીખથી ૧૯૧૯ના જાન્યુઆરીની પહેલી તરીખ સુધી ભરાયેલી પોતાની ઉદ્‌ઘાટન કૉંગ્રેસમાં 'સ્પાર્ટાકસ લીગે' જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના કરી.—પૃ. ૪૯

[33] **અમેરિકાની સમાજવાદી કામદાર પાર્ટીની** સ્થાપના ૧૮૭૬માં ફિલાડેલ્ફિયા ખાતે ભરવામાં આવેલી એકતા કૉંગ્રેસમાં પ્રથમ ઈન્ટરનેશનલના અમેરિકી વિભાગો અને બીજાં સમાજવાદી સંગઠનોના એકીકરણના પરિણામે થઈ હતી. અમેરિકાના કામદાર વર્ગ જોડે મર્યાદિત સંપર્કો ધરાવતા આપ્રવાસીઓ પાર્ટીમાં ભારે બહુમતીમાં હતા. પાર્ટીના કેટલાક આગેવાનો સંસદીય પ્રવૃત્તિને પાર્ટીના મૂળભૂત કર્તવ્ય તરીકે ગણતા હતા અને લોકસમુદાયોના આર્થિક સંઘર્ષને માર્ગદશન પૂરું પાડવાની બાબતનું મહત્ત્વ ઓછું આંકતા હતા. બીજા આગેવાનો ટ્રેડ યુનિયન પંથમાં અને અરાજકતાવાદમાં સરી પડ્યા હતા. પાર્ટીના આગેવાનોની વૈચારિક અને કાર્યનીતિ સંબંધી દુવિધાઓથી પાર્ટી કમજોર બની ગઈ અને કેટલાંય જૂથો તેમાંથી નીકળી ગયાં.

ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં લેઓનની આગેવાની ધરાવતી ઉદ્દામ પાંખે પાર્ટીની નેતાગીરી પોતાને હસ્તક લઈ લીધી. પરંતુ એ જૂથે પણ અરાજકતાવાદી-સંઘવાદી ભૂલો કરી. પ્રથમ વિશ્વયુદ્ધના સમયે (૧૯૧૪-૧૯૧૮) સમાજવાદી કામદાર પાર્ટીએ આંતરરાષ્ટ્રવાદ તરફનું વલણ બતાવ્યું હતું. રશિયાની ઑક્ટોબર ક્રાંતિના પ્રભાવને કારણે

સમાજવાદી કામદાર પાર્ટીના વધુ ક્રાંતિકારી વિભાગે અમેરિકાની કોમ્યુનિસ્ટ પાર્ટીની સંઘટનામાં સક્રિય ભાગ લીધો. — પૃ. ૫૧

[34] **અમેરિકાની સમાજવાદી પાર્ટીની** સ્થાપના ૧૯૦૧ના જુલાઈમાં થઈ હતી. તેના સંગઠકોમાં અમેરિકી કામદાર આંદોલનનો લોકપ્રિય આગેવાન યુજીન ડેબ્ઝ સામેલ હતો. પાર્ટીની રચના મિશ્રિત હતી, તેમાં અમેરિકી કામદારો, આપ્રવાસી કામદારો, નાના ખેડૂતો, અને નાના મૂડીદારો સામેલ હતા. પાર્ટીની મધ્યમપંથી અને મવાલ-તકવાદી નેતાગીરીએ (વિક્ટર એલ. બેર્ગેર, મોરિસ હિલકીટ, તથા અન્ય) સર્વહારા વર્ગની સરમુખત્યારીની આવશ્યકતાને નકારી કાઢી, સંઘર્ષની ક્રાંતિકારી રીતોને નકારી કાઢી, અને પાર્ટીની પ્રવૃત્તિઓને મુખ્યત્વે ચૂંટણી ઝુંબેશોમાં સામેલગીરી પૂરતી જ મર્યાદિત રાખી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સમાજવાદી પાર્ટીમાં ત્રણ વહેણો સ્પષ્ટ થઈ ગયાં — સરકારની સામ્રાજ્યવાદી નીતિને ટેકો આપનાર સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ, સામ્રાજ્યવાદી યુદ્ધનો વિરોધ ખાલી વાતોથી વધારે ન કરનારા મધ્યમપંથીઓ, અને આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવનારી તથા યુદ્ધનો મક્કમ વિરોધ કરનારી ક્રાંતિકારી લઘુમતી.

સમાજવાદી પાર્ટીની ઉદ્દામ પાંખે પાર્ટીની તકવાદી નેતાગીરીની સામે અને સર્વહારા વર્ગના સ્વતંત્ર રાજકીય કદમ માટે તેમ જ વર્ગસંઘર્ષના સિદ્ધાંતો પર આધારિત ઔદ્યોગિક ટ્રેડ યુનિયનોની સંઘટના માટે લડત ચલાવી. ઉદ્દામ પાંખના આગેવાનો હતા ચાર્લ્સ રુથેનબેર્ગ, વિલિયમ ફોસ્ટર, વિલિયમ હેવૂડ, તથા અન્ય. ૧૯૧૯માં સમાજવાદી પાર્ટીમાં ફૂટ પડી. તેમાંથી અલગ થઈ ગયેલી ઉદ્દામ પાંખે અમેરિકાની કોમ્યુનિસ્ટ પાર્ટી સ્થાપવામાં પહેલકદમી કરી અને તેના હાર્દની કામગીરી બજાવી. — પૃ. ૫૧

[35] **ટ્રિબ્યુનપંથીઓ** — હોલૅંડની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના એવા સભ્યો કે જેમનું પ્રતિનિધિ 'ટ્રિબ્યુન' અખબાર હતું. ટ્રિબ્યુનપંથીઓના આગેવાનો ડૅવિડ વૈનકોપ, હેર્માન હોર્ટર, એન્ટન પાન્નેકોએક, અને હેનરિયેટ રોલાન્ડ-હોલ્સ્ટ હતા. ટ્રિબ્યુનપંથીઓ સુસંગત ક્રાંતિકારી પાર્ટી નહોતા પરંતુ ડચ કામદાર આંદોલનની ઉદ્દામ પાંખનું પ્રતિનિધિત્વ કરતા

હતા, અને પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮) દરમિયાન તેમણે મુખ્યત્વે આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું.

૧૯૧૮માં ટ્રિબ્યુનપંથીઓએ હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીની રચના કરી.—પૃ. ૫૧

[36] **તરુણોની** અથવા **ઉદ્દામોની પાર્ટી**—સ્વિડન સામાજિક-લોકશાહીવાદીઓની ઉદ્દામ પાંખને લેનિને આપેલું નામ. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમિયાન તેમણે આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું અને ઝિમ્મરવાલ્ડના ઉદ્દામોને સંગાથ આપ્યો હતો. તેમણે ૧૯૧૭ના મે માસમાં સ્વિડનની ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની સ્થાપના કરી હતી. ૧૯૧૯માં પાર્ટીની કૉંગ્રેસમાં કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ સાથે જોડાઈ જવાની તરફેણનો ઠરાવ અપનાવવામાં આવ્યો હતો. ૧૯૨૧માં પાર્ટીની ક્રાંતિકારી પાંખે સ્વિડનની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના કરી.—પૃ. ૫૧

[37] **તેસ્ન્યાકો**—બલ્ગારિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીમાંનું ક્રાંતિકારી વહેણ. તેસ્ન્યાકો ૧૯૦૩માં પાર્ટીથી અળગા થઈ ગયા અને તેમણે જુદી સ્વતંત્ર બલ્ગારિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની રચના કરી. પાર્ટીનો સંસ્થાપક અને આગેવાન બ્લાગોયેવ હતો, ત્યાર પછીના આગેવાનોમાં, બ્લાગોયેવના શિષ્યોમાં, બીજાઓની સાથે દિમીત્રોવ અને કોલારોવ સામેલ હતા. તેસ્ન્યાકોએ ૧૯૧૪-૧૮ દરમિયાન સામ્રાજ્યવાદી યુદ્ધનો વિરોધ કર્યો હતો. તેઓ ૧૯૧૯માં કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલમાં જોડાઈ ગયા, અને તેમણે બલ્ગારિયાની કોમ્યુનિસ્ટ પાર્ટીની રચના કરી.—પૃ. ૫૧

[38] **આગેદકમ**! («*Avanti!*»)—૧૮૯૬ના ડિસેંબરમાં રોમમાં સ્થાપવામાં આવેલું દૈનિક. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમિયાન અખબારે સુધારાવાદીઓ સાથેનો સંબંધ તોડયા વગર ડાકમગુ આંતરરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું. હાલ 'આવાન્ટી!' ઇટાલિયન સમાજવાદી પાર્ટીનું કેંદ્રીય મુખપત્ર છે.—પૃ. ૫૧

[39] અહીંયાં નિર્દેશ કિન્તાલ ખાતે ૧૯૧૭ના એપ્રિલની ૨૪-૩૦ તારીખોએ ભરાયેલા ઝિમ્મરવાલ્ડપંથીઓના બીજા આંતરરાષ્ટ્રીય સંમેલનમાં

અપનાવવામાં આવેલી અપીલ તરફ છે. તેનું શીર્ષક હતું—'તારજી અને મોતનો ભોગ બનેલી પ્રજાઓને'.—પૃ. ૫૪

[40] **તરુણ ઈન્ટરનેશનલ** (*«Die Jugendinternationale»*)—ઝિમ્મરવાલ્ડ ઉદ્દામો જોડે સંકળાયેલાં સમાજવાદી તરુણ સંગઠનોના આંતરરાષ્ટ્રીય સંઘનું મુખપત્ર. તે ઝુરિક ખાતે ૧૯૧૫ના સપ્ટેંબરથી ૧૯૧૮ના મે સુધી પ્રકાશિત થયું હતું.—પૃ. ૫૪

[41] ૧૯૧૭ના એપ્રિલની ૭મી (૨૦મી) તારીખે પેત્રોગ્રાદ સોવિયેતની કાર્યવાહક સમિતિએ કહેવાતી "મુક્તિ લોનને" ટેકો આપતો ઠરાવ ૧૪ વિરુદ્ધ ૨૧ની બહુમતીથી અપનાવ્યો હતો. એ લોન કામચલાઉ સરકારે સામ્રાજ્યવાદી યુદ્ધ ચાલુ રાખવા નાણાની જોગવાઈ કરવાના આશયે જાહેર કરી હતી. કાર્યવાહક સમિતિના બોલ્શેવિક સભ્યોએ લોનનો વિરોધ કર્યો હતો અને પોતાના ધોરણ વિશે વિગતવાર નિવેદન કરતો ઠરાવ રજૂ કર્યો હતો. કાર્યવાહક સમિતિમાં કેટલાય બિનબોલ્શેવિક સભ્યોએ બોલ્શેવિકોની ભેગા મળીને મત આપ્યા હતા.—પૃ. ૫૭

[42] જુઓ, ફ્રેડરિક એંગેલ્સ, *«Internationales aus dem Volksstaat»*ની (૧૮૭૧-૧૮૭૫) 'પ્રસ્તાવના'.—પૃ. ૫૭

[43] માર્ક્સ અને એંગેલ્સે હેઈનેના લખાણમાંથી જર્મન વિચારસરણીમાં ટાંકેલું અવતરણ.—પૃ. ૬૦

[44] **રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)નું સાતમું (એપ્રિલ) અખિલ રૂસી સંમેલન** ૧૯૧૭ના એપ્રિલની ૨૪-૨૯ તારીખોએ પેત્રોગ્રાદમાં ભરાયું હતું. તે બોલ્શેવિકોનું પહેલું કાયદેસર અને કૉંગ્રેસ જેટલું મહત્ત્વ ધરાવતું સંમેલન હતું. એપ્રિલ સંમેલનની કામગીરી લેનિનની એપ્રિલની થિસિસોના આધારે થઈ હતી, તેમાં ક્રાંતિના સઘળા મુખ્ય સવાલો વિશે નીતિ અપનાવવામાં આવી હતી અને મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિને સમાજવાદી ક્રાંતિમાં વિકસાવવાનો આદેશ પાર્ટીને આપવામાં આવ્યો હતો.—પૃ. ૬૩

[45] **સોલ્દાત્સ્કાયા પ્રાવદા** (સિપાહીઓનું સત્ય)—બોલ્શેવિક દૈનિક, પહેલી વાર ૧૯૧૭ના એપ્રિલની ૧૫મી (૨૮મી) તારીખે રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ની પેત્રોગ્રાદ સમિતિના લશ્કરી સંઘટનના મુખપત્ર તરીકે પ્રકાશિત; ૧૯૧૭ના મેની ૧૯મી (જૂનની પહેલી) તારીખથી તે રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ની કેંદ્રીય સમિતિના લશ્કરી સંઘટનનું મુખપત્ર બની ગયું હતું. સિપાહીઓની અંદર ખૂબ જ લોકપ્રિય અખબારમાં લેનિનના સાઠથી વધારે લેખો તથા અન્ય લખાણો પ્રગટ થયાં હતાં, તેમાંથી કેટલાંક તો ખાસ 'સોલ્દાત્સ્કાયા પ્રાવદા' માટે લખવામાં આવેલાં હતાં. ૧૯૧૭ના જુલાઈની ઘટનાઓ પછી કામચલાઉ સરકારે અખબારને બંધ કરાવી દીધું. ૧૯૧૭ના જુલાઈથી ઑક્ટોબર સુધી તે 'રાબોચી ઇ સોલ્દાત' (કામદાર અને સિપાહી) પ્રગટ થયું હતું. ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૭મી (નવેંબરની ૯મી) તારીખે તેનું પ્રકાશન મૂળ નામે ફરી શરૂ કરવામાં આવ્યું હતું અને ૧૯૧૮ના માર્ચ સુધી ચાલુ રહ્યું હતું, અને એ વખતે રૂસી કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની કેંદ્રીય સમિતિના નિર્ણય મુજબ સ્થગિત કરી દેવામાં આવ્યું હતું.—પૃ. ૬૩

[46] અહીંયાં નિર્દેશ પહેલી મિશ્ર કામચલાઉ સરકાર તરફ છે. તેની રચના એપ્રિલની રાજકીય કટોકટીના પરિણામે મેની પાંચમી (અઢારમી) તારીખે થઈ હતી. તેની વિગતો ૧૯૧૭ના મેની છઠ્ઠી (ઓગણીસમી) તારીખે પ્રગટ થઈ હતી.

એપ્રિલની કટોકટી વિદેશપ્રધાન મિલ્યુકોવ ૧૯૧૭ના એપ્રિલની અઢારમી (મેની પહેલી) તારીખે મિત્ર સરકારોને મોકલેલી યાદીને કારણે ઊભી થઈ હતી. એ યાદીમાં કામચલાઉ સરકારે ઝારશાહી સરકારની બધી સંધિઓને માન્ય રાખવાની અને આખરી વિજય સુધી યુદ્ધ ચાલુ રાખવાની પોતાની તૈયારીને સ્પષ્ટ રૂપે ફરી વ્યક્ત કરી હતી. કામચલાઉ સરકારની સામ્રાજ્યવાદી નીતિએ મહેનતકશ લોકોના બહોળા સમુદાયોની અંદર ભારે ખીજની લાગણી પેદા કરી. પેત્રોગ્રાદના કામદારોએ એપ્રિલની ૨૧મી (મેની ૪થી) તારીખે હડતાલ પાડી અને દેખાવ કર્યો. એ દેખાવમાં એક લાખથી વધારે કામદારો તથા સિપાહીઓએ ભાગ લીધો અને શાંતિની માંગ ઉઠાવી. મોસ્કો, ઉરાલ, ઉક્રાઈના, ક્રોન્શ્તાત, અને

બીજાં શહેરો તથા કસબાઓમાં પણ વિરોધના દેખાવો અને સભાઓનું વાતાવરણ ફેલાઈ ગયું. મિલ્યુકોવની યાદીનો વિરોધ કરતા ઠરાવો કેટલાંય શહેરોની સોવિયેતો તરફથી પેત્રોગ્રાદ સોવિયેતને મોકલવામાં આવ્યા.

એપ્રિલના દેખાવે સરકારની કટોકટી પેદા કરી અને વિદેશપ્રધાન મિલ્યુકોવ તથા યુદ્ધપ્રધાન ગુચકોવને રાજીનામાં આપવાની ફરજ પાડી. મેની પાંચમી (અઢારમી) તારીખે પહેલી મિશ્ર સરકાર સ્થાપવામાં આવી. તેમાં દસ મૂડીવાદી પ્રધાનો અને સમાધાની પાર્ટીઓના આગેવાનો (સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીના કેરેન્સ્કી તથા ચેર્નોવ, મેન્શેવિકોના ત્સેરેતેલી તથા સ્કોબેલેવ, અને બીજા) સામેલ હતા. સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોએ મૂડીદાર વર્ગનો પક્ષ લઈને મૂડીવાદી કામચલાઉ સરકારને ઉગારી લીધી.—પૃ. ૬૪

[47] અહીંયાં લેનિનનો નિર્દેશ યુદ્ધપ્રધાન કેરેન્સ્કીના હુકમ તરફ છે. ૧૯૧૭ના મેની ૧૧મી (૨૪મી) તારીખે પ્રગટ થયેલા એ હુકમમાં 'સિપાહીઓના અધિકારોની ઘોષણા' સામેલ હતી. ઘોષણા મુજબ, મેદાનમાં બિનતાબેદારીના દાખલાઓમાં ઉપરી અફસરને લશ્કરી તાકાતનો ઉપયોગ કરવાની છૂટ આપવામાં આવી હતી. એ બાબત હુમલાના હુકમનો અમલ કરવાનો ઈનકાર કરનારા સિપાહીઓ તથા અફસરોની વિરુદ્ધ અંકિત હતી. કેરેન્સ્કીએ એ હુકમની જાહેરાતની સાથે સાથે રેજિમેન્ટોને વિખેરી નાખવાનું અને "બિનતાબેદારી ઉશ્કેરવાના" અપરાધી અફસરો તથા સિપાહીઓની ઉપર મુકદ્દમા ચલાવવાનું શરૂ કરી દીધું હતું.—પૃ. ૬૫

## નામ-નિર્દેશિકા

### અ

અક્સેલરોદ, પાવેલ બોરીસોવિચ (૧૮૫૦-૧૯૨૮)—રશિયન લોકશાહીવાદી, મેન્શેવિક આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધમાં મધ્યમપંથી.—૪૯

### એ

એડલર, ફ્રેડરિક (Adler, Friedrich) (૧૮૭૯-૧૯૬૦)—ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની મવાળ પાંખનો એક આગેવાન. ઑસ્ટ્રિયામાં ૧૯૧૮ની ક્રાંતિ પછી તે પ્રતિક્રાંતિના પક્ષે ચાલ્યો ગયો. એ વખતે લેનિને એડલરને સમાજવાદનો દ્રોહી ગણાવ્યો હતો. એડલર મધ્યમપંથી અઢીમી ઈન્ટરનેશનલના (૧૯૨૧-૧૯૨૩) સંસ્થાપકોમાંનો એક અને આગળ જતાં કહેવાતી કામદાર અને સમાજવાદી ઈન્ટરનેશનલનો એક આગેવાન હતો.—૫૨

એડલર, વિકટર (Adler, Viktor) (૧૮૫૨-૧૯૧૮)—ઑસ્ટ્રિયાની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો એક સંગઠક અને નેતા. ૧૮૮૦ અને ૧૮૮૫ દરમિયાન તેણે ઍંગેલ્સ જોડે સંપર્ક રાખ્યો હતો. ઍંગેલ્સના મૃત્યુ પછી તરત જ એ સુધારાવાદી બની ગયો અને ત્યાર પછી તકવાદી નેતા બન્યો.—૪૯

### ક

કાઉત્સ્કી, કાર્લ (Kautsky, Karl) (૧૮૫૪-૧૯૩૮)—જર્મન સામાજિક-લોકશાહીવાદી અને બીજી ઈન્ટરનેશનલના સિદ્ધાંત-પ્રણેતાઓમાંનો એક; શરૂઆતમાં તે માર્ક્સવાદી હતો પણ આગળ જતાં માર્ક્સવાદી-ભાગેડુ બની ગયો; તકવાદના અધિકતમ ભયજનક અને હાનિકારક પ્રકાર

મધ્યમપંથનો (કાઉત્સ્કીમતવાદ) વૈચારિક નેતા. જર્મન સામાજિક-લોકશાહીવાદના સૈદ્ધાંતિક સામયિક «*Die Neue Zeit*»નો સંપાદક.— ૯, ૧૯, ૩૯, ૪૦, ૪૯, ૫૦, ૫૪, ૫૮

**કામેનેવ, લેવ બોરીસોવિચ** (રોઝેનફેલ્દ) (૧૮૮૩-૧૯૩૬)—૧૯૦૧માં રૂસી સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં જોડાયો. પ્રત્યાઘાતનાં વર્ષો દરમિયાન વિસર્જનવાદીઓ, બહિષ્કારવાદીઓ, તથા ત્રોત્સ્કીપંથીઓના સંબંધમાં સમાધાની વલણ અપનાવ્યું, ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી સમાજવાદી ક્રાંતિની દિશાના બોલ્શેવિકોની પાર્ટીના લેનિનવાદી ધોરણનો વિરોધ કર્યો, હથિયારબંધ વિદ્રોહ શરૂ કરવા અંગે કેંદ્રીય સમિતિના નિર્ણયના સંબંધમાં પોતાના મતભેદ વિશે ઝિનોવિયેવની જોડે મળીને નિવેદન કર્યું અને તેને અર્ધ-મેન્શેવિક અખબાર 'નોવાયા જીઝન'માં પ્રગટ કર્યું, એ રીતે પાર્ટીની યોજનાઓ છતી કરી દીધી, ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી જવાબદારીનાં વિવિધ પદો સંભાળ્યાં, પાર્ટીની લેનિનવાદી નીતિનો ઘણા પ્રસંગોએ વિરોધ કર્યો, મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓ સાથે મિશ્ર સરકાર રચવાના ખ્યાલને ટેકો આપ્યો (નવેંબર, ૧૯૧૭), "નવા વિરોધી દળ"ના સંગઠકોમાં સામેલ હતો (૧૯૨૫), ત્રોત્સ્કીપંથીઓ અને ઝિનોવિયેવ-પંથીઓના પાર્ટી વિરોધી જૂથના આગેવાનોમાં સામેલ હતો (૧૯૨૬), ત્રોત્સ્કીપંથી વિરોધી દળના સક્રિય સભ્ય તરીકે તેને ૧૯૨૭માં પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો, બે વાર ફરી દાખલ કરી લેવામાં આવ્યો હતો અને વળી પાર્ટી વિરોધી પ્રવૃત્તિ બદલ કાઢી મૂકવામાં આવ્યો હતો.—૨૧-૨૬

**કાર્લસોન, કાલ નાતાનેલ** (Karleson, Karl Natanel) (૧૮૬૫-૧૯૨૯)—સ્વિડિશ ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદી. પ્રથમ મહાયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી.—૫૧

**કેરેન્સ્કી, આલેક્સાન્દર ફ્યોદોરોવિચ** (૧૮૮૧-૧૯૭૦)—સમાજવાદી-ક્રાંતિકારી. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તે કાયદા, યુદ્ધ અને વહાણવટાનો પ્રધાન બન્યો, અને આગળ જતાં મૂડીવાદી કામચલાઉ સરકારનો અધ્યક્ષ તથા સર્વોચ્ચ સેનાપતિ બન્યો. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તે સોવિયેત સત્તાની વિરુદ્ધ લડ્યો; ૧૯૧૮માં તે પરદેશ નાસી ગયો.—૨૮, ૩૨, ૪૮, ૮૩

## ગ



## ચ

સૂત્રોનો ઉપયોગ કર્યો હતો પરંતુ વાસ્તવમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણો અપનાવ્યાં હતાં. ૧૯૧૭માં મૂડીવાદી કામચલાઉ સરકારમાં ખેતીવાડીનો પ્રધાન. જમીનજાગીર કબજે કરનારા કિસાનો ઉપર તેણે ક્રૂર દમનનાં પગલાં લીધાં. — ૬૫, ૮૩

## છ

**છેઈદ્ઝે, નિકોલાઈ સેમ્યોનોવિચ** (૧૮૬૮-૧૯૨૬) — મેન્શેવિકોનો નેતા. ઑક્ટોબર ક્રાંતિ પછી જ્યોર્જિયામાં પ્રતિક્રાંતિકારી, ટ્રાન્સ-કોકેશિયન સાઈમ (સંસદ)નો અધ્યક્ષ, પછી વિદેશગમન. — ૭, ૧૫, ૧૯, ૨૩-૨૪, ૩૩, ૩૪, ૪૯

## ઝ

**ઝિનોવિયેવ (રાદોમીસલ્સ્કી), ગ્રીગોરી યેવ્સેયેવિચ** (૧૮૮૩-૧૯૩૬) — ૧૯૦૧માં બોલ્શેવિક પાર્ટીમાં જોડાયો, ૧૯૦૮થી ૧૯૧૭ના એપ્રિલ સુધી રાજકીય વિદેશવાસી, 'પ્રોલેતારી' અને પાર્ટીના કેંદ્રીય મુખપત્ર 'સોત્સિઆલ-દેમોક્રાત'નાં સંપાદક મંડળોનો અનુયાયી, તેણે ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિની તૈયારીના ગાળામાં વિસંગત ધોરણ લીધું અને હથિયારબંધ વિદ્રોહનો વિરોધ કર્યો. હથિયારબંધ વિદ્રોહ શરૂ કરવા અંગે કેંદ્રીય સમિતિના નિર્ણયના સંબંધમાં પોતાના મતભેદ વિશે કામેનેવની જોડે મળીને નિવેદન કર્યું અને તેને અર્ધ-મેન્શેવિક અખબાર 'નોવાયા જીઝન'માં પ્રગટ કર્યું, એ રીતે પાર્ટીની યોજનાઓ છતી કરી દીધી. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી જવાબદારીનાં વિવિધ પદો સંભાળ્યાં, પાર્ટીની લેનિનવાદી નીતિનો ઘણા પ્રસંગોએ વિરોધ કર્યો, મેન્શેવિકો તથા સમાજ-વાદી-ક્રાંતિકારીઓ સાથે મિશ્ર સરકાર રચવાના ખ્યાલને ટેકો આપ્યો (નવેંબર, ૧૯૧૭), "નવા વિરોધી દળ"ના સંગઠકોમાં સામેલ હતો (૧૯૨૫), ત્રોત્સ્કીપંથીઓ અને ઝિનોવિયેવપંથીઓના પાર્ટી વિરોધી જૂથનો આગેવાન હતો (૧૯૨૬), તેને જૂથબંધીની પ્રવૃત્તિઓ બદલ પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો, બે વાર ફરી દાખલ કરી લેવામાં આવ્યો હતો પરંતુ તેણે પાર્ટી વિરોધી પ્રવૃત્તિઓ બંધ ન કરી એટલે તેને વળી પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — ૧૨, ૫૪

7*

ડ

**ડેવિડ, એડુઆર્ડ** (David, Eduard) (૧૮૬૩-૧૯૩૦)—જર્મન મવાળ સામાજિક-લોકશાહીવાદીઓનો એક આગેવાન, સુધારણાવાદી. તે વ્યવસાયે અર્થશાસ્ત્રી હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું.—૫૦

ત

**તીશ્કા, યાન (યાગીહેસ, લેઓ)** (Tyszka, Jan Jogiches, Léon) (૧૮૬૧-૧૯૧૯)—પૉલીશ અને જર્મન કામદાર વર્ગીય આંદોલનની જાણીતી વ્યક્તિ, તેણે રોઝા લુકઝેમ્બુર્ગ સાથે મળીને જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની અંદર સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની સામે લડત ચલાવી હતી.—૫૨

**તુરાતી, ફિલિપ્પો** (Turati, Filippo) (૧૮૫૭-૧૯૩૨)—ઇટાલિયન કામદાર વર્ગના આંદોલનનો નેતા; ઇટાલિયન સોશ્યાલિસ્ટ પાર્ટીના સંગઠકોમાંનો એક, તેની મવાળ સુધારાવાદી પાંખનો નેતા. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે મધ્યમપંથી હતો.—૪૯, ૫૪

**તેઓદોરોવિચ, ઈવાન આદોલ્ફોવિચ** (૧૮૭૫-૧૯૪૦)—રૂસી સામાજિક-લોકશાહીવાદી, બોલ્શેવિક.—૩૩

**ત્રિયેર, ગેર્સોન** (Trier, Gerson) (જન્મ ૧૮૫૧)—ડૅનિશ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની ઉદ્દામ પાંખનો આગેવાન, મૂડીવાદી સરકારમાં ડૅનિશ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની સામેલગીરીના સંબંધમાં પાર્ટીની કૉંગ્રેસના નિર્ણયનો વિરોધ કરીને તે પાર્ટીમાંથી નીકળી ગયો હતો.—૫૧

**ત્રુલ્સ્ત્ર, પીતેર યેલ્લેસ** (Troelstra, Piter Jelles) (૧૮૬૦-૧૯૩૦)—ડચ કામદાર આંદોલનનો આગેવાન, મવાળ સમાજવાદી. નેધરલૅંડ સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના સંસ્થાપકો (૧૮૯૪) અને આગેવાનોમાંનો એક, તકવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન જર્મનભક્ત સામાજિક-અંધરાષ્ટ્રવાદી.—૪૭

**ત્રેવેસ, ક્લૉદિઓ** (Treves, Claudio) (૧૮૬૮-૧૯૩૩)—ઈટાલિયાન સમાજવાદી પાર્ટીનો એક સુધારાવાદી આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે મધ્યમપંથી હતો.—૪૯

**ત્રોત્સ્કી (બ્રોન્સ્તાઈન), લેવ દવીદોવિચ** (૧૮૭૯-૧૯૪૦)— લેનિનવાદનો દુશ્મન. પ્રત્યાઘાતનાં અને ક્રાંતિકારી આંદોલનના પુનરુત્થાનનાં વરસોમાં (૧૯૦૭-૧૯૧૦) તેણે "જૂથબંધીના વિરોધ"ના ઓઠા હેઠળ હકીકતમાં વિસર્જનવાદી નીતિનું સમર્થન કર્યું. ૧૯૧૨માં તેણે પાર્ટી વિરોધી ઑગસ્ટ જૂથ સંગઠિત કર્યું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે મધ્યવાદી વલણ અપનાવ્યું અને યુદ્ધ, શાંતિ, તથા ક્રાંતિના સવાલોના સંબંધમાં લેનિનની વિરુદ્ધ સંઘર્ષ ચલાવ્યો. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે ઘણાં સરકારી પદો સંભાળ્યાં. ૧૯૧૮માં તેણે બ્રેસ્ત સુલેહ કરવાના નિર્ણયનો વિરોધ કર્યો, અને ૧૯૨૦ તથા ૧૯૨૧નાં વર્ષોમાં તેણે ટ્રેડ યુનિયનો વિશેની ચર્ચાઓમાં વિરોધની આગેવાની કરી; ૧૯૨૩ પછી તેણે પાર્ટીની સામાન્ય નીતિની વિરુદ્ધ તેમ જ સમાજવાદના નિર્માણના લેનિનના કાર્યક્રમની વિરુદ્ધ કટુ સંઘર્ષ ચલાવ્યો, અને એવો ખ્યાલ ફેલાવ્યો કે સોવિયેત સંઘમાં સમાજવાદનો વિજય અશક્ય છે. ૧૯૨૭માં ત્રોત્સ્કીને પાર્ટીની બહાર કાઢી મૂકવામાં આવ્યો અને ૧૯૨૯માં સોવિયેત-વિરોધી પ્રવૃત્તિઓ બદલ તેને દેશનિકાલ કરવામાં આવ્યો.—૫૬, ૮૩

**ત્સેરેતેલી, ઈરાકલી ગેઓર્ગિયેવિચ** (૧૮૮૨-૧૯૫૯)—મેન્શેવિક નેતા. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી હતો. ફેબ્રુઆરી ૧૯૧૭ની મૂડીવાદી લોકશાહીવાદી ક્રાંતિ પછી પેત્રોગ્રાદ સોવિયેતની કાર્યવાહી સમિતિનો સભ્ય અને સોવિયેતોની (પ્રથમ સંમેલન) કેંદ્રીય કારોબારી સમિતિનો સભ્ય. મે, ૧૯૧૭માં કામચલાઉ મૂડીવાદી સરકારમાં પહેલાં તારટપાલ ખાતાનો પ્રધાન અને પછી ગૃહપ્રધાન.—૫, ૭, ૧૫, ૧૯, ૨૩, ૨૪, ૩૩, ૩૪, ૪૬, ૪૯, ૫૦, ૬૫, ૮૩

## ન

**નિકોલાઈ પહેલો** (૧૭૯૬-૧૮૫૫)—રશિયાનો ઝાર (૧૮૨૫-૧૮૫૫).—૩૪

**નિકોલાઈ બીજો (રોમાનોવ)** (૧૮૬૮-૧૯૧૮)—રશિયાનો છેલ્લો ઝાર (૧૮૯૪-૧૯૧૭).—૧૪, ૨૭, ૩૪

**નેર્માન, તૂરે** (Nerman, Ture) (જન્મ ૧૮૮૬)—સ્વિદિશ ઉદ્દામ સમાજવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી, ઝિમ્મરવાલ્ડ ઉદ્દામ પક્ષપાતી.—૫૧

**પાન્નેકોએક, એન્ટન** (Pannekoek, Anton) (હોર્નેર, કાર્લ) (૧૮૭૩-૧૯૬૦)—ડચ સામાજિક-લોકશાહીવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું.—૫૧, ૭૯

**પાર્વુસ** (ગેલ્ફાંડ) (૧૮૬૯-૧૯૨૪)—રશિયન તથા જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં ભાગ લેનાર. પ્રથમ વિશ્વયુદ્ધમાં કટ્ટર અંધરાષ્ટ્રવાદી તથા જર્મન સામ્રાજ્યવાદનો દલાલ.—૫૩, ૭૧

**પોત્રેસોવ, આલેક્સાન્દર નિકોલાયેવિચ** (૧૮૬૯-૧૯૩૪)—એક મેન્શેવિક આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે સામાજિક-અંધરાષ્ટ્રવાદી બની ગયો હતો.—૪૬

**ફ્લુગેર, પાઉલ** (Pflüger, Paul) (જન્મ ૧૮૬૫)—સ્વિસ મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી.—૫૪

**પ્રેસ્માન, આદ્રિએન** (Pressemane, Adrien) (જન્મ ૧૮૭૯)—ફ્રેંચ સમાજવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી.—૪૯

**પ્લાત્તેન, ફ્રીત્સ** (Platten, Fritz) (૧૮૮૩-૧૯૪૨)—સ્વિસ સમાજવાદી, આગળ જતાં કોમ્યુનિસ્ટ. પ્રથમ મહાયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી; ઝિમ્મરવાલ્ડ તથા કિન્તાલના સંમેલનોમાં સામેલ, ઝિમ્મરવાલ્ડ ઉદ્દામ પક્ષપાતી.—૫૫

**પ્લેખાનોવ, ગેઓર્ગી વાલેન્તીનોવિચ** (૧૮૫૬-૧૯૧૮)—રશિયન અને વિશ્વ કામદાર આંદોલનનો નામાંકિત કાર્યકર, રશિયામાં માર્ક્સવાદનો પ્રથમ પ્રચારક. રશિયાના પ્રથમ માર્ક્સવાદી દળ 'શ્રમની મુક્તિ'નો સંગઠક. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કૉંગ્રેસ (૧૯૦૩) પછી તે મેન્શેવિકો સાથે ભળી ગયો. ૧૯૧૪-૧૮ના પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું.—૯, ૧૦, ૧૧, ૨૦, ૨૧, ૩૯, ૪૦, ૪૬, ૪૭, ૫૫, ૫૮

### બ

**બિસ્સોલાતી, લેઓનીદા** (Bissolati, Leonida) (૧૮૫૭-૧૯૨૦)—ઇટાલિયન સમાજવાદી પાર્ટીના સંસ્થાપકોમાંનો એક, તેની સુધારાવાદી

પાંખનો આગેવાન. ૧૯૧૨માં તેને ઈટાલિયન સમાજવાદી પાર્ટીમાંથી નિકાલબહાર કરવામાં આવ્યો અને તેણે "સામાજિક-સુધારાવાદી પાર્ટી"ની રચના કરી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી, યુદ્ધમાં સમહિત જૂથના પક્ષે ઈટાલીની સામેલગીરીનો હિમાયતી.—૪૭

**બૂર્દેરોન, આલ્બેર્ત** (Bourderon, Albert) (જન્મ ૧૮૫૮)—ફ્રેંચ સમાજવાદી, ફ્રેંચ સંઘવાદી આંદોલનની ઉદ્દામ પાંખના આગેવાનોમાંનો એક. તેણે ૧૯૧૬માં ફ્રેંચ સમાજવાદી પાર્ટીની કોંગ્રેસમાં સામ્રાજ્યવાદી યુદ્ધની ટેકો આપતા મધ્યમપંથી ઠરાવની તરફેણમાં મત આપ્યો હતો.—૫૧, ૫૪

**બેર્ગેર, વિક્ટર** (Berger, Victor) (૧૮૬૦-૧૯૨૯)—અમેરિકી મવાળપંથી સમાજવાદી, અમેરિકાની સમાજવાદી પાર્ટીના સંસ્થાપકોમાંનો એક. તેણે અમેરિકી સામ્રાજ્યવાદીઓને ૧૯૧૬માં મેક્સિકો વિરુદ્ધ તેમના સંઘર્ષમાં ટેકો આપ્યો હતો.—૪૭, ૭૯

**બ્રાંટિંગ, કાર્લ યાલ્માર** (Branting, Karl Jalmar) (૧૮૬૦-૧૯૨૫)—સ્વિડનની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો આગેવાન, બીજી ઈન્ટરનેશનલનો એક નેતા, તકવાદી.—૪૭

**બ્લાં, લુઈ** (Blanc, Louis) (૧૮૧૧-૧૮૮૨)—ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી સમાજવાદી, ઈતિહાસકાર. બ્લાંએ મૂડીવાદી સમાજની અંતર્ગત વર્ગોના આંતરવિરોધોની દુરાધ્યતા વિશે સંદેહ પ્રકટ કર્યો. સિદ્ધાંતની દૃષ્ટિએ તે સર્વહારા ક્રાંતિનો વિરોધી અને મૂડીવાદીઓ જોડે સમાધાનનો સમર્થક હતો.—૧૯

**બ્લાંકી, લુઈ ઑગ્યુસ્ત** (Blanqui, Louis Auguste) (૧૮૦૫-૧૮૮૧)—પ્રસિદ્ધ ફ્રેંચ ક્રાંતિકારી, સામ્યવાદી-તરંગવાદી.—૧૯, ૭૧

**મ**

**માર્તોવ, (ત્સેદેરબાઉમ, યુલી ઓસિપોવિચ)** (૧૮૭૩-૧૯૨૩)—મેન્શેવિઝમનો એક નેતા. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી હતો.—૪૯, ૫૬

**મિલ્યુકોવ, પાવેલ નિકોલાયેવિચ** (૧૮૫૯-૧૯૪૩)—રૂસી સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગનો આગેવાન, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનો અધ્યક્ષ.—૧૯, ૩૪, ૫૫, ૫૬, ૭૧, ૮૨

**મૅકડોનલ્ડ, જેમ્સ રામ્ઝે** (Mac Donald, James Ramsay) (૧૮૬૬-૧૯૩૭)—અંગ્રેજ રાજકીય કાર્યકર. ઇન્ડિપેન્ડન્ટ લેબર પાર્ટીના અને લેબર પાર્ટીના સંસ્થાપકો તથા નેતાઓમાંનો એક. પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તેણે શાંતિવાદી ધોરણ લીધું હતું અને આગળ જતાં સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગનું ઉઘાડું સમર્થન કર્યું હતું.—૯, ૪૯

**મૅકલીન, જૉન** (Maclean, John) (૧૮૭૯-૧૯૨૩)—બ્રિટિશ કામદાર આંદોલનનો જાણીતો આગેવાન, સ્કોટિશ સમાજવાદી પાર્ટીના આગેવાનોમાંનો એક, આંતરરાષ્ટ્રવાદી.—૫૧, ૭૬

**મેર્રહેઇમ, આલ્ફોન્સ** (Merrheim, Alphonse) (૧૮૮૧-૧૯૨૫)—ફ્રેંચ ટ્રેડ યુનિયન આગેવાન, પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે આંતરરાષ્ટ્રવાદી, પછી મધ્યપંથીઓ તથા શાંતિવાદીઓનો અનુયાયી, અને આખરે સામાજિક-અંધરાષ્ટ્રવાદી.—૫૧, ૫૪

**મોદીલ્યાની, વિત્તોરીઓ એમાનુએલે** (Modigliani, Vittorio Emmanuele)—ઈટાલિયન સમાજવાદી પાર્ટીની સુધારાવાદી પાંખના આગેવાનોમાંનો એક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી.—૪૯

**મ્યૂન્ત્સેન્બેર્ગ, વિલ્હેલ્મ** (Münzenberg, Wilhelm) (૧૮૮૯-૧૯૪૦)—સ્વિટ્ઝર્લૅંડ તથા જર્મનીના કામદાર આંદોલનનો કાર્યકારક. સ્વિટ્ઝર્લૅંડના યુવાનોના સામાજિક-લોકશાહીવાદી સંગઠનનો આગેવાન તથા તેના મુખપત્ર 'સ્વતંત્ર યુવાનો' («*Freie Jugend*») તંત્રી હતો. ૧૯૧૫-૧૯૧૯માં યુવાનોના સમાજવાદી ઇન્ટરનૅશનલનો મંત્રી અને તેના મુખપત્ર 'યુવાનોનો ઇન્ટરનૅશનલ' («*Jugendinternationale*») તંત્રી. પ્રથમ મહાયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી.—૫૪

**મ્યૂલ્લેર, ગૂસ્તવ** (Müller, Gustav) (૧૮૬૦-૧૯૨૧)—સ્વિસ મવાળ સામાજિક-લોકશાહીવાદી. પ્રથમ મહાયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. તેણે ઝિમ્મરવાલ્ડ આંદોલન વિરુદ્ધ સંઘર્ષ ચલાવ્યો.—૫૪

## ર

રસ્સેલ—જુઓ વિલિયમ્સ ટી. રસ્સેલ.

રાદેક, કાર્લ બેર્નગાર્દોવિચ (૧૮૮૫-૧૯૩૯)—તેણે વીસમી સદીના આરંભમાં ગેલિસિયા, પોલૅંડ, અને જર્મનીમાં સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં

ભાગ લીધો હતો. તેણે જર્મન ઉદ્દામપંથી સામાજિક-લોકશાહીવાદીઓનાં પ્રકાશનોમાં ભાગ લીધો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે આંતરરાષ્ટ્રવાદી હતો, પરંતુ તેનું વલણ મધ્યમપંથી હતું. રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના સવાલ અંગે તેણે ગલત ધોરણ લીધું હતું.—૫૧, ૫૪

**રૂલે, ઓત્તો** (Rühle, Otto) (જન્મ ૧૮૭૪)—જર્મન ઉદ્દામપંથી સામાજિક-લોકશાહીવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી, રાઈખ્સ્ટાગનો સભ્ય, તેણે યુદ્ધ સંબંધી ધિરાણોની વિરુદ્ધ મત આપ્યો હતો.—૫૦

**રેનાઉદેલ, પિયેર** (Renaudel, Pierre) (૧૮૭૧-૧૯૩૫)—ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો એક સુધારાવાદી આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી.—૪૯

**રોમાનોવ પરિવાર**—૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિએ ઉથલાવી પાડેલો રશિયન ઝારોનો રાજવંશ (૧૬૧૩-૧૯૧૭).—૨૭

**રોલાન્ડ-હોલ્સ્ટ, હેનરિયેટ** (Roland-Holst, Henriette) (૧૮૬૯-૧૯૫૨)—ડચ ઉદ્દામપંથી સમાજવાદી, લેખિકા, તેણે પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન લશ્કર વિરોધી પ્રચાર ચલાવ્યો હતો.—૫૩, ૭૯

## લ

**લાઝારી, કોન્સ્ટંટીનો** (Lazzari, Constantino) (૧૮૫૭-૧૯૨૭)—પ્રખ્યાત ઈટાલિયન સમાજવાદી, તેણે ઈટાલિયન કામદાર પાર્ટી (૧૮૮૨) અને ઈટાલિયન સમાજવાદી પાર્ટીના (૧૮૯૨) સંગઠનમાં ભાગ લીધો હતો. પ્રથમ મહાયુદ્ધ દરમિયાન મધ્યમપંથી, પાર્ટીમાં મધ્યમપંથી ધોરણના નેતાઓમાં એક.—૫૧

**લીન્દહાગેન, કાર્લ** (Lindhagen, Karl) (૧૮૬૦-૧૯૪૬)—સ્વિડિશ રાજકારણી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી.—૫૧

**લીબ્કનેખ્ત, કાર્લ** (Liebknecht, Karl (૧૮૭૧-૧૯૧૯)—જર્મન અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ. તેણે તકવાદ અને લશ્કરવાદની સામે લડત ચલાવી હતી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું. તે ક્રાંતિકારી 'સ્પાર્ટાકસ લીગ'ના સંગઠકો તથા આગેવાનોમાં સામેલ હતો. જર્મનીની

૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ દરમિયાન રોઝા લુકઝેમ્બુર્ગની સાથે મળીને તેણે જર્મન કામદારોની મોખરાની હરોળની આગેવાની કરી. તે જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપક સભ્યોમાંનો એક હતો અને ૧૯૧૯ના જાન્યુઆરીમાં બર્લિનના કામદારોના બળવાના સંગઠનમાં પણ તેણે ભાગ લીધો હતો. એ બળવાને દબાવી દેવામાં આવ્યા પછી પ્રતિક્રાંતિકારીઓએ તેનું પાશવિક રીતે ખૂન કરી નાખ્યું.—૫૦, ૫૬, ૭૭

લુકઝેમ્બુર્ગ, રોઝા (Luxemburg, Rosa) (૧૮૭૧-૧૯૧૯)—આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ. તે બીજી ઈન્ટરનેશનલમાં ઉદ્દામ પાંખના આગેવાનોમાં સામેલ હતી. તેણે પોલૅંડમાં સામાજિક-લોકશાહીવાદી આંદોલન શરૂ કરવામાં મદદ કરી હતી. ૧૮૯૭થી તે જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સક્રિય ભાગ લેતી રહી હતી.

તેણે જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપનામાં ભાગ લીધો હતો. ૧૯૧૯ના જાન્યુઆરીમાં પ્રતિક્રાંતિકારીઓએ તેને પકડી લીધી અને તેનું ખૂન કરી નાખ્યું.—૧૧, ૫૧, ૫૨, ૭૭

લેગિન, કાર્લ (Legien, Karl) (૧૮૬૧-૧૯૨૦)—જર્મન મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી, ટ્રેડ યુનિયન આગેવાન, સુધારણાવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન અત્યંત સામાજિક-અંધરાષ્ટ્રવાદી.—૫૦

લેદેબુર, ગેઓર્ગ (Ledebour, Georg) (૧૮૫૦-૧૯૪૭)—જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના આગેવાનોમાંથી એક, મધ્યમપંથી.—૪૯, ૫૦

લોરિયો, ફેર્દીનાન્દ (Loriot, Ferdinand) (૧૮૬૦-૧૯૩૦)—ફ્રેંચ સમાજવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદીઓનો અનુયાયી.—૫૧

લૉંગે, ઝાં (Longuet, Jean) (૧૮૭૬-૧૯૩૮)—ફ્રેંચ સોશ્યાલિસ્ટ પાર્ટી અને બીજી ઈન્ટરનેશનલનો સભ્ય, પત્રકાર, શાર્લ લૉંગે તથા જેન્ની માર્ક્સનો પુત્ર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે ફ્રેંચ સમાજવાદી પાર્ટીની કેંદ્રવાદી-શાંતિવાદી લઘુસંખ્યાની આગેવાની કરી હતી.—૯, ૪૯, ૭૫

લ્વોવ, ગેઓર્ગી યેવ્ગેન્યેવિચ (૧૮૬૧-૧૯૨૫)—રશિયન પ્રિન્સ અને મોટો જમીનમાલિક, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનો સભ્ય, ૧૯૧૭ના માર્ચથી જુલાઈ સુધી કામચલાઉ સરકારમાં પ્રધાનમંડળનો અધ્યક્ષ અને ગૃહપ્રધાન. ઑક્ટોબર ક્રાંતિ પછી વિદેશવાસી.—૧૬, ૧૯, ૨૭, ૪૧

વ

**વિલિયમ્સ, રસ્સેલ** (Williams, Russel) (જન્મ ૧૮૭૨) — અંગ્રેજ સમાજવાદી, બ્રિટિશ સ્વતંત્ર લેબર પાર્ટીનો સભ્ય. તેણે પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામ્રાજ્યવાદ વિરોધી ધોરણ લીધું હતું, બીજી ઈન્ટરનેશનલના આગેવાનોએ અપનાવેલી નીતિની ટીકા કરી હતી. — ૫૧

**વિલ્હેલ્મ બીજો** (Wilhelm II) (૧૮૫૯-૧૯૪૧) — જર્મનીનો સમ્રાટ અને પ્રશિયનો રાજા (૧૮૮૮-૧૯૧૮). — ૭૦

**વેન્દરવેલ્દે, એમીલ** (Vandervelde, Emile) (૧૮૬૬-૧૯૩૮) — બેલ્જિયમની કામદાર પાર્ટીનો નેતા, બીજી ઈન્ટરનેશનલના આંતરરાષ્ટ્રીય સોશ્યાલિસ્ટ બ્યુરોનો અધ્યક્ષ, અત્યંત તકવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી, બેલ્જિયમની મૂડીવાદી સરકારમાં સામેલ. — ૫૩

**વૈનકોપ, ડેવિડ** (Wijnkoop, David) (૧૮૭૭-૧૯૪૧) — ડચ ઉદ્દામપંથી સામાજિક-લોકશાહીવાદી, પછી કોમ્યુનિસ્ટ. ડચ સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ઉદ્દામ પાંખના મુખપત્ર 'ટ્રિબ્યુન'ના સંસ્થાપકોમાંનો એક અને પછી મુખ્ય સંપાદક. — ૫૧, ૭૯

શ

**શેઈદેમાન, ફિલિપ** (Scheidemann, Philip) (૧૮૬૫-૧૯૩૯) — જર્મન સામાજિક-લોકશાહીવાદીઓની અત્યંત મવાળ તકવાદી પાંખનો એક આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે ઝનૂની સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો. જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ દરમિયાન તે કહેવાતી લોક પ્રતિનિધિ પરિષદનો સભ્ય હતો. તેણે સ્પાર્ટાકસવાદીઓની વિરુદ્ધ હુલ્લડો ઉશ્કેર્યાં હતાં. ૧૯૧૯ના ફેબ્રુઆરીથી જૂન સુધી તે વેઈમાર પ્રજાસત્તાકની મિશ્ર સરકારનો અધ્યક્ષ હતો. ૧૯૧૮-૨૧ દરમિયાન જર્મન કામદાર વર્ગીય આંદોલન ઉપર પાશવી દમનના આયોજકોમાં તે સામેલ હતો. — ૪૭, ૫૦

સ

**સામ્બા, માર્સેલ** (Sembat, Marcel) (૧૮૬૨-૧૯૨૨) — ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો સુધારાવાદી આગેવાન, પત્રકાર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન

તે સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો. ૧૯૧૪ના ઑગસ્ટથી ૧૯૧૭ના સપ્ટેંબર સુધી તે ફ્રાંસની સામ્રાજ્યવાદી "રાષ્ટ્રીય સંરક્ષણ સરકાર"માં સાર્વજનિક નિર્માણ કાર્યનો પ્રધાન હતો.—૪૭

**સેર્રાતી, ગિઆસિન્તો મેનોત્તી** (Serrati, Giacinto Menotti) (૧૮૭૨-૧૯૨૬)—ઇટાલિયન કામદાર વર્ગીય આંદોલનની પ્રખ્યાત વ્યક્તિ, ઇટાલિયન સમાજવાદી પાર્ટીના આગેવાનોમાંનો એક, મધ્યમપંથી. તે પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી હતો.—૫૧

**સ્કોબેલેવ, માત્વેઇ ઉવાનોવિચ** (૧૮૮૫-૧૯૩૯)—૧૯૦૩થી સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સક્રીય મેન્શેવિક, પ્રથમ મહાયુદ્ધ દરમિયાન મધ્યમપંથી હતો. ૧૯૧૭માં પેત્રોગ્રાદ સોવિયેતનો ઉપાધ્યક્ષ, કેંદ્રીય કારોબારી સમિતિનો (પ્રથમ સંમેલન) ઉપાધ્યક્ષ, ૧૯૧૭ના મેથી ઑગસ્ટ સુધી મૂડીવાદી કામચલાઉ સરકારમાં શ્રમ પ્રધાન.—૪૬

**સ્ટાઉનીંગ, ટોર્વાલ્ડ આઉગુસ્ટ મારીનસ** (Stauning, Thorwald August Marinus) (૧૮૭૩-૧૯૪૨)—ડૅનિશ રાજપુરુષ, ડૅનિશ સામાજિક-લોકશાહીવાદીઓનો તેમ જ બીજી ઇન્ટરનૅશનલનો મવાળપંથી આગેવાન, વ્યવસાયે પત્રકાર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું.—૪૭, ૫૧

**સ્ટ્રોમ, ફ્રેડરિક** (Ström, Fredrick) (૧૮૮૦-૧૯૪૮)—સ્વિડિશ ઉદ્દામપંથી સામાજિક-લોકશાહીવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી.—૫૧

**સ્તેકલોવ, યૂરી મિખાઇલોવિચ** (૧૮૭૩-૧૯૪૧)—રશિયન સામાજિક-લોકશાહીવાદી, પત્રકાર.—૭, ૧૫, ૧૯, ૨૩, ૨૪, ૩૩, ૩૪, ૪૬

**સ્તોલીપિન, પ્યોતર આર્કાદ્યેવિચ** (૧૮૬૨-૧૯૧૧)—ઝારશાહી રાજપુરુષ અને મોટો જમીનમાલિક. ૧૯૦૬થી ૧૯૧૧ સુધી પ્રધાન મંડળનો અધ્યક્ષ તથા ગૃહપ્રધાન. તેનું નામ એવા કઠોર રાજકીય પ્રત્યાઘાતના ગાળા સાથે સંકળાયેલું છે જ્યારે ક્રાંતિકારી આંદોલનને દબાવી દેવા માટે મોતની સજાનો વ્યાપક રૂપે ઉપયોગ કરવામાં આવ્યો હતો (સ્તોલીપિન પ્રત્યાઘાત—૧૯૦૭-૧૦).—૨૭

**સ્નોઉદેન, ફિલિપ** (Snowden, Philip) (૧૮૬૪-૧૯૩૭)—બ્રિટિશ રાજકારણી. તે ૧૯૦૩-૬ દરમિયાન અને ૧૯૧૭-૨૦ દરમિયાન સ્વતંત્ર

લેબર પાર્ટીનો અધ્યક્ષ હતો અને તેની મવાળ પાંખનું પ્રતિનિધિત્વ કરતો હતો. તેણે પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી ધોરણ લીધું હતું અને મૂડીદાર વર્ગ જોડે સુમેળની હિમાયત કરી હતી. — ૪૯

હ

**હાઅઝે, હૂગો** (Haase, Hugo) (૧૮૬૩-૧૯૧૯) — જર્મન સામાજિક-લોકશાહીવાદી આગેવાન, તકવાદી, પ્રથમ મહાયુદ્ધ દરમિયાન મધ્યમપંથી. — ૪૯, ૫૦

**હાઈન્ડમેન, હેનરી માયર્સ** (Hyndman, Henry Mayers) (૧૮૪૨-૧૯૨૧) — બ્રિટિશ સમાજવાદી પાર્ટીનો એક આગેવાન. તેણે પ્રથમ વિશ્વયુદ્ધના સંબંધમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું. — ૪૭

**હાર્ત્શ્તેઈન, પાઉલ** (Hartstein, Paul) (૧૮૮૩-૧૯૩૦) — જર્મન સામાજિક-લોકશાહીવાદ, વકીલ. — ૫૪

**હિલકીટ, મોરિસ** (Hillquit, Morris) (૧૮૬૯-૧૯૩૩) — અમેરિકાની સુધારાવાદી સમાજવાદી પાર્ટીના સંસ્થાપકોમાંનો એક. તે પહેલાં માર્ક્સવાદી હતો પરંતુ પછી સુધારાવાદી તથા તકવાદી બની ગયો હતો. — ૪૯, ૭૯

**હેઈલમાન, એર્ન્સ્ટ** (Heilmann, Ernst) (૧૮૮૧-૧૯૪૦) — જર્મન મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી અને પત્રકાર. — ૫૩

**હોગલુંડ, કાર્લ ત્સેત કોન્સ્તાન્તીન** (Höglund, Karl Zet Konstantin) (૧૮૮૪-૧૯૫૬) — સ્વિડનમાં સામાજિક-લોકશાહીવાદી તથા સમાજવાદી તરુણ આંદોલનની ઉદ્દામ પાંખનો આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી. — ૫૧

**હોર્ટર, ગેર્માન** (Gorter, Herman) (૧૮૬૪-૧૯૨૭) — ઉદ્દામ ડચ સામાજિક-લોકશાહીવાદી, પત્રકાર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી, ઝિમ્મરવાલ્ડ ઉદ્દામ પક્ષપાતી. — ૫૧

**હોલ્દેન્બેર્ગ, ઈઓસિફ પેત્રોવિચ** (૧૮૭૩-૧૯૨૨) — સામાજિક-લોકશાહીવાદ. — ૯, ૧૧

**હ્યૂસ્માન્સ, કામીલ** (Huysmans, Camill) (૧૮૭૧-૧૯૬૮) — બેલ્જિયન કામદાર વર્ગીય આંદોલનના કાર્યકારકોમાંથી એક. પ્રથમ મહાયુદ્ધ દરમિયાન મધ્યમપંથી. — ··

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.


પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

प्रगति प्रकाशन

## અમારાં પ્રકાશનો

**વ્લા. ઈ. લેનિન**

**કાર્લ માર્ક્સ અને તેમના સિદ્ધાંતો (લેખસંગ્રહ)**

આ સંગ્રહમાં માર્ક્સવાદી સિદ્ધાંત વિશે લેનિનની ત્રણ કૃતિઓ સામેલ કરવામાં આવી છે—'માર્ક્સવાદનાં ત્રણ ઉગમસ્થાનો અને ત્રણ ઘટકો', 'કાર્લ માર્ક્સ', અને 'ફ્રેડરિક એંગેલ્સ'. લેખોમાં માર્ક્સવાદના સંસ્થાપકોની આછી જીવનઝરમર તેમ જ દ્વંદ્વાત્મક અને ઐતિહાસિક ભૌતિકવાદ, રાજકીય અર્થશાસ્ત્ર, તથા વૈજ્ઞાનિક સમાજવાદના સિદ્ધાંતના મૂળભૂત સવાલોની રૂપરેખા આપવામાં આવી છે, અને સર્વહારાઓના વર્ગસંઘર્ષનું બહોળું સિંહાવલોકન કરવામાં આવ્યું છે.

પુસ્તિકામાં ટિપ્પણીઓ તથા નામ નિર્દેશિકા સમાવિષ્ટ છે.

